## गीतामां ईश्वरवाद.

૭ દર્શનની સાથે ગીતાની તુલના કરી ગીતાની ઉત્કૃષ્ટતા દર્શાવનાર ઉત્તમ તાત્વિક બંગાળી ગ્રંથનું, શુદ્ધ ગુજરાતી ભાષાંતર. મૂલ્ય રૂ. ૨) પોસ્ટેજ જુદું.

ભાષાંતર કર્તા—દામોદર ખુશાલચંદ શાહ.
તા. માસ્તર. જસદણ. (કાઠિયાવાડ.)

---

## " शिक्षणसाहित्यो "

અમારા કારખાનામાં સૂર્યમાળા, ટીલ્યુરીયમ, ઋતુભેદ, ચંદ્રની ક્ષય-વૃદ્ધિ, ગ્રહમંડળ, પૃથ્વીના નાના મોટા ગોળા, ઉચ્ચાસન, ગરગડી, રેંટ ફેર, ફાચર, ઢોળાવ, જોવાના તથા ચિતરવાના નકશા, જમીનનાં ખાડા-ટેકરી-નદી-નાળાં વગેરે બતાવનાર દરેક દેશના નકશા,—રંગાકારની પેટીઓ, કિન્ડર-ગાર્ટન, ફુવારો, પરાવર્તન, વક્રિભવન, ગુરુત્વમધ્યબિંદુદર્શક, સાઇફન, બકનળી, જળયંત્રી, જળચાપ, બેટરીનાં સાહિત્યો, વિદ્યુત ઉત્પન્ન કરવાનાં સાધનો, કોલ ઉપોસ યંત્ર, ધાતુ તપાવવાથી ફુલે છે તે બતાવનાર ગોળો ને રીંગ, ખેતી, સુતાર, ખલાસી, વગેરે તેર ધંધાનાં હથિયારોના નમૂના, સંગ્રહસ્થાનનાં ધોરણવાર બોર્ડ, મૂળાક્ષરના ખંડનો ધાતુના નમૂના, શેલડી પીલવાનો કોલ્હુ વગેરે વાંચનમાળાના પાઠોનાં તમામ સાહિત્યો, રમતની પેટીઓ, પ્રજ્ઞચક્ષુ, રસાયનિક ચીજો, કસરત, કવાયત, ભૂગોળ, ખગોળ, પદાર્થ વિજ્ઞાન વગેરેનાં તમામ સાહિત્યો નીચેને સરનામે મળશે.

સૂચના—કોઇ પણ રેલ્વે સ્ટેશનની સ્થળે પચીશ કરતાં વધુ શાળાના માસ્તરો એકઠા થઇ અમારાં સાહિત્યો જોવા ઇચ્છા રાખશે તો અમારા ખર્ચે આવી બતાવવામાં આવશે અને તેમ કરવામાં સ્થાનિક શાળાને પત્ર-વ્યવહારનું જે ખર્ચ થશે તે આ તરફથી આપવામાં આવશે.

કાશિભાઇ છગનદાસ પટેલ,
મેનેજર—શિક્ષણસાહિત્ય કાર્યાલય,
મોડાસા. અમદાવાદ—પ્રાંતીજ રેલ્વે.

જાહેર ખબર.

# લેખનકળા કોપીબુકો.

## ગુજરાતી અને બાળબોધ છ નમ્બરમાં.

**કેળવણીખાતાના મે. ડિરેક્ટર સાહેબે મુમ્બઇ ઇલાકાના ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજૂર કરી છે.**

કેળવણીખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લઇ ગુજરાતી અક્ષરોનો શુદ્ધ વલણ શોધી કાઢી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરોનાં કદ તથા લખાણ ઢબની ગોઠવણ કરીને, હાલ ચાલતા સર્વ કોપીબુકો કરતા ચઢીઆતા થયાની ખાત્રી થયા પછી છપાવી જાહેર પાડી છે.

કોપીબુકોની સફાઇ અને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાના પત્રા (કોપરપ્લેટ) કોતરાવેલા છે, જે ઉપરથી ગાત્ર દરેક પેજ એકજ બાજૂએ સુન્દર રંગની શાહીથી છપાય છે. કાગળ અને કવર ઊંચા ટકાઉ વાપરેલા છે, જે એક વખત જોવાથી ખાત્રી થશે.

**૨૦૦ અને તે ઉપરાંત કોપી ખરીદનારને સેંકડે ૩૩ ટકા કમીશન આપવામાં આવશે; પેકીંગ અને રેલ્વે ખરચ પણ આપવામાં આવશે પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખરચ આપવામાં આવશે નહિ.**

૦ કોપીઓ સાથે બીજા પુસ્તકો મંગાવનારને સેંકડે અર્ધો ટકો હકસાઇ લઇ મોકલી આપવા ગોઠવણ રાખી છે. **મળવાનું ઠેકાણું—દાદાભાઇ જીગરજીવનદાસ લેખનકળા કોપીબુકની ઓફીસ,—કાળકાદેવી રોડ પોસ્ટ ઓફીસ સામું નમ્બર—૨૧૭ મુંબઇ.**

---

**ખુલાસો—** ફક્ત ૭ાા આનામાં ગાપકરણનો ખુલાસો. જેમાં ઘણા નિયમો અને ૪૫૦ ગણેલા દાખલા છે.

**લખો—બુકસેલર દાદાભાઇ ગણપતરામ, બોરસદ બજારમાં.**

રા. રા. અમીધર રણછોડજી દેશાઇ કૃત-ટેકસ્ટબુકતરીકે મંજુર થયેલાં

## લેખાં તથા લઘુવ્યાકરણ.

લેખાં.—ભાગ ૧ થી ૫ દરેક ભાગની કીમત અનુક્રમે ૦)॥ ૦)॥ ૦)-।, ૦)-॥। ને ૦)=। છે. આ લેખાં મે. ડીરેકટર સાહેબના તા. ૨૬-૭-૯૯ ના હુકમથી ટેકસ્ટબુક તરીકે મંજુર થયેલાં છે, અને સને ૧૯૦૨ ના ફેબ્રુઆરી-માર્ચના શાળાપત્રમા પાના ૧૦૭ ઉપર પ્રાથમિક નિશાળોમા ચલાવવા માટે મંજુર રાખેલાં પુસ્તકોની નવી યાદી છપાઇ છે તેમાં પણ તે મંજુર રાખેલાં છે.

વ્યાકરણ.—ભાગ ૧ થી ૩ દરેક ભાગની કીમત અનુક્રમે ૦)=।, ૦)=॥, ૦)=। ને ત્રણ ભાગ ભેગા બાંધેલા ગુટકાની ૦)-॥ છે. આ વ્યાકરણ પણ મે. ડીરેકટર સાહેબે ટેકસ્ટ બુક માટે મંજુર કર્યાનો હુ. નં. ૨૨૨, તા. ૧૫-૧૨-૦૨ ના ગવર્નમેન્ટ ગેઝીટમાં પા. ૨૦૮૭ ઉપર છપાયો છે.

આ બન્ને પુસ્તકો ઉપર પ્રમાણે નિશાળોમાં ચલાવવા મંજુર થયેલાં હોવાથી ગુજરાત તથા કાઠીઆવાડમાં બધે ચાલુ છે.

વેપારીઓ તથા સામટાં લેનારને સારૂં કમીશન અપાય છે

મુખ્ય એજન્ટ—તમામ જાતના શાળાપયોગી પુસ્તકો વેચનાર—
**પ્રભાશંકર રવિશંકર ત્રીવેદી** પાનકોરના નાકા-ચુડીઓળ અમદાવાદ.

---

## જાહેર ખબર.

નવું ગુજરાતી માપકરણ—કે જેમાં અનેક નવી રીતોના દાખલા, પરીક્ષામાં પુછાએલા પ્રશ્નો, વગેરે જુદી જુદી આકૃતિઓની પ્રપદ્ધતિ પૂર્વક સમજાવવામાં આવ્યા છે. પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓ, ટ્રેનિંગ કોલેજના સ્કોલરો અને માપણી શિખનારને ઘણુંજ ઉપયોગી થઇ પડે એવું છે. કર્તા પાસેથી અથવા કોઇ પણ જાણીતા બુકસેલરને ત્યાંથી મળશે. કિં. ૦-૧૨-૦

કર્તા.
ચતુરભાઈ મૂળજીભાઈ પટેલ
ગુજરાતી સ્કુલ માસ્તર વરોડરા કેમ્પ.

## સરલ મુખગણિત.

(આ. ૨જી.) શાહકૃત સરલ મુખગણિત. (કુલ પ્રત ૪,૦૦૦.)

(ધો. ૪-૫ માટે, બાળથી ધો. ૩ સુધી શિક્ષકોને સૂચના સહિત. કિં. ૧ આનો.)

નવાં ધોરણોમાં લેખાંનો વિષય ગુણોત્તરથી શિખવવાનો રાખ્યો છે. હવે લેખાંની કુંચીઓ શિખવવી બંધ થઇ એવી કેટલાક શિક્ષકોની થયેલી માન્યતા અમને ભૂલ ભરેલી લાગે છે; એથી તો લેખાં ચાલાકીથી ગણાતાં બંધ થાય. માત્ર હાલ જે એક પરિમાણનાં સઘળી જાતનાં લેખાં એકી વખતે શિખવાય છે, તેને બદલે હવે જુદા જુદા ગુણોત્તરમાં એક પરિમાણનાં લેખાંની કુંચીઓ વહેંચાઈ જાય છે. આ લઘુ પુસ્તકમાં ઘણી કુંચીઓ આપી બાળકોનાં મગજપર બોજો વધાર્યો નથી, પણ પદ્ધતિ એવી બતાવી છે કે આગળ વધતા વિદ્યાર્થીઓ લેખાં લખાવવાની સાથેજ તેને બંધબેસતી કુંચી જાતે તરત બનાવી કાઢી દાખલો ગણી શકે. મેં. રા. બ. કમળાશંકરભાઇના લેખાં શિખવવાના અભિપ્રાય મુજબ સમજણ સાથે સ્મરણશક્તિ કેળવાય એવી રચના કરેલ છે. રૉયલ સોળપેજી પૃ૪ ૫૨. કમિશન ૨૫ ટકા.

પ્રેમચંદ કરમચંદ શાહ.

ડે. એ. ઇન્સ્પેક્ટર. મુ. ગોંડળ (કાઠિયાવાડ).

---

સુપીરિઅર સ્કુલના ધો. ૪થા ને ૫ માં } **મુખગણિતરીતિ.** { અને ઇન્ફીરિઅર ના ધો. ૩જા માટે

એક પણ ગોખણીઆ કુંચી સિવાય તદન નવી, સરળ, ને નામદાર સરકારની ગુણોત્તરની એકીકરણ શૈલીએ રચેલી. ૯૫૦ ઉપરથી વધારે હિસાબ ને સરક પ્રશ્ન. ત્રણ આનાની ટિકિટ મોકલી નમૂનો મંગાવો. કમિશન પુષ્કળ. રામભાઈ કાલિદાસ પ્રૂસને લખો. મુ. રામપુરા-સુરત.

## ટેક્સ્ટ બુકોના મુખ્ય વ્યાપારી પર તમારો ઓરડર મોકલો ને

# અમારૂં સૂચીપત્ર મફત મંગાવો.

દરેક સ્કુલ માસ્તર તથા તાલુકા માસ્તરને વિનંતી પૂર્વક જણાવીએ છીએ કે મ્હારી પાસેથી તમામ જાતની ટેક્સ્ટ બુકો, ઇનામ લાયક્ઓરીનાં પુસ્તકો, બધી જાતની કોપી બુકો, સુધારેલી દસ્કત શિક્ષક કોપી બુકો, ડ્રોઇંગ બુકો, સાદા અને લાકડીના નકશાઓ, મોટા નકશાઓ, એકસરસાઇઝ બુકો, સ્ટેશનરિ, સાયન્સ પ્રોફેસરની દેખરેખ નીચે બનેલી સ્ટીવન જેવી ઉત્તમ બ્લ્યુ, કાળી, રાતી શાહીની ડબીઓ, શાળાપત્રમાં આવતી જાહેર ખબરનાં બધા પુસ્તકો, કંપાસ બોક્સો, વિગેરે વિગેરે સ્કુલોમાં વપરાતો તમામ સામાન, કીફાયતે મળશે. ગ્રંથ કર્તાઓ પાસેથી મોટા જથ્થામાં ટેક્સ્ટ બુકો ખરીદીએ છીએ. તેથી પુષ્કળ કમિશન આપવું પરવડે છે. બહાર ગામના ઓરડર પર પૂરતું લક્ષ આપી ગ્રાહકોને સંતોષ ઉપજાવવાનો અને જાુના ગ્રાહક બનાવવાનો પુરતો પ્રયત્ન ચાલુ છે. માટે દરેક માસ્તર સાહેબ હવેથી ઓરડર નીચેનાં સ્થળે લખી પુરતો લાભ લેશોજી.

**ધિ ટિચર**—(ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મગનલાલ ઠાકોરદાસ આડતીઆ કૃત) ઘેર બેઠાં ઈંગ્રેજી શીખવામાં સૌથી સરસ છે. શિક્ષકો અને વિદ્યાર્થી આ બુકની મદદથી ઈંગ્રેજી ભાષાનું સંગીન જ્ઞાન મેળવી શકે છે. ત્રીજી આવૃત્તિ. કિં. રૂ. ૧–૪–૦. શિક્ષકોને અને વિદ્યાર્થીઓને રૂ. ૧–૨–૦ ઘેર બેઠાં મોકલીશું.

ટેક્સ્ટ બુકના મુખ્ય વ્યાપારી—

**રણછોડલાલ મોતીલાલ શાહ,**
પુસ્તકો વેચનાર–અમદાવાદ.

---

**બુકસેલર શાહ લલ્લુભાઇ નારણદાસ, લીમડાચોક–સુરત.**

હમારી દુકાને શાળામાં ચાલતી તમામ બુકો તથા સ્ટેશનરી, કાગળો વીગેરે ઓછે ભાવથી આપવામાં આવશે. માટે હમારી દુકાનેથી ખરીદવાની કૃપા કરવી.

# હુન્નર ઉદ્યોગની કેળવણી.

## તમોને શું ફાયદો કરેછે ?

થોડા ખરચમા ટુંક અભ્યાસથી સારી ચાકરી જલદી મળી શકે છે દેશનો હુન્નર ઉદ્યોગ વધતો જવાથી કેળવાયલા કારીગરોની મોટી માગણી થતી જાય છે તમોને કલેરીકલ અથવા બીજી લાઈન પસંદ ન હોય તો આ જાતની કેળવણી તરફ લક્ષ આપો દરેક ગરીબ અને સમજુ માબાપે પણ ગાડરીઆ પ્રવાહની માફક નહી ચાલતા તેની તરફ લક્ષ આપવાની જરૂર છે.

રણછોડલાલ છોટાલાલ ટેકનીકલ ઈન્સ્ટીટયુટમાં એનજીનીયરીંગ, સ્પીનીંગ અને વીવીંગ ખાતાનુ સંગીન શીક્ષણ ત્રણ વરસ સુધી આપવામાં આવે છે અને લાયક વીદ્યાર્થીઓને સ્કોલરશીપો મળે છે નવા વીદ્યાર્થીઓની પ્રવેશક પરીક્ષા જાનેવારી માસની શરૂઆતમા થનાર છે માટે તેમાં દાખલ થવા ઈચ્છનારાઓએ અરજીની ફારમ તથા વિગતવાર બોધકપત્ર અરધા આનાની ટીકીટ મોકલી મગાવી લેવું

કાલુપુર પોસ્ટ, અમદાવાદ.

---

**નવાં ધોરણોના અભ્યાસક્રમ પ્રમાણે તૈયાર કરેલું**

## મુખગણિત. (બે ભાગમાં) આવૃત્તિ બીજી

પહેલા ત્રણ ધોરણનો મુખગણિતનો અભ્યાસક્રમ તૈયાર છે.
(આંકના તથા પાતાના ઉપયોગ માટે પુષ્કળ મનોયત્નો સાથે)

ભાગ-૨. પૂરા અભ્યાસવાળી સ્કૂલોના ધોરણ ૪-તથા ૫ માટે, અને
ગામડાની સ્કૂલોના ધોરણ ૬ માટે (તૈયાર છે)

(ગુણોત્તર વિષે સપૂર્ણ સમજ તથા તેને લાગુ પાડવાનાં
પુષ્કળ દૃષ્ટાંતો તથા મનોયત્નો સાથે.)

રચનાર:- માણેકલાલ કાલિદાસ ભટ્ટ,
આસિ૦ માસ્તર પ્રૅક્ટિસિંગ સ્કૂલ—અમદાવાદ.
પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ.

લખો:— પોપટલાલ મગનલાલ બાજરાવાળા,
ગુજરાત ઓરિએન્ટલ બુકડેપો—અમદાવાદ.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૩મું. નવેમ્બર, સને ૧૯૧૪. અંક ૧૧મો.

## સ્વીકાર.

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ તેમજ ગુજરાત 'શાળાપત્ર' ને માટે ચાલુ વર્ષ મોટા ફેરફારોથી અંકિત થયું છે. રા. સા. મહીપતરામ, રા. રા. નવલરામ, તથા રા. રા. માનાલાલ પછી 'શાળાપત્ર' રા. બ. કમળાશંકરના હસ્તમાં લગભગ બાર વર્ષ રહ્યું તે સર્વને સુવિદિતજ છે. રા. સા. જનીઅતરામ ગૌરીશંકર શાસ્ત્રીને તન્ત્રિપદ સ્વીકાર્યાને બરાબર છ માસજ પુરા થયા છે, એટલામાં તેમની બદલી થયલી હોવાથી 'શાળાપત્ર' સાથેનો તન્ત્રિપણાનો સંબંધ તેમને છોડવો પડ્યો છે, એથી સર્વને અંતરે દીલગીર થવાનું કારણ મળે છે; તોપણ રા. સા. શાસ્ત્રી ઉત્તર વિભાગના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે નિમાયા છે એ જોઈ સર્વને અત્યંત આનંદ થયા વગર રહેશે નહિ. પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ તથા "શાળાપત્ર"ના અધિકારી તરીકે જે ફરજો તેમને બજાવવાની હતી તે ને તેજ ફરજો વિશેષ અધિકાર સાથે બહોળા પાયા પર હવે તેઓ બજાવશે એ કંઈ થોડું સંતોષકારક નથી.

નોકરીનો આરંભ સાધારણ કારકુન તરીકે કરી, મિડલ સ્કૂલ તથા હાઈસ્કૂલનો મદદનીશ તરીકે અનુભવ મેળવી, ડેપ્યુટિ એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની પદવી લાંબો વખત દીપાવી, થોડો વખત પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ રહી, છેવટે ઊંચું ઉત્તર વિભાગના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટરનું માનવંતું પદ પ્રાપ્ત કરનાર રા. સા. શાસ્ત્રીને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. કેળવણીખાતામાં ગુજરાતી બંધુઓમાંથી કાયમને માટે આવો ઊંચો હોદ્દો ભોગવવા ભાગ્યશાળી થનાર રા. સા. શાસ્ત્રી પ્રથમજ પુરુષ છે, તે માટે પણ તેમને અમે અભિનંદન આપીએ છીએ, અને સંપૂર્ણ આશા રાખીએ છીએ કે પ્રાથમિક શિક્ષણ, કે જેના ઉપર નવા હોદ્દાની રૂએ તેમનો સંપૂર્ણ કાબુ છે, તેને આપણી જરૂરીઆત મુજબ પોતાના લાંબા અનુભવને આધારે વધારે સંગીન પાયા પર લા ગુજરાતના હિતવર્ધક તરીકે કાયમની નામના મેળવશે

રાવ સાહેબ લોકમતને કેટલું બધું માન આપે છે તે તેમણે પોતાના પ્રથમ લેખમાંજ પ્રકટ કર્યું છે, અને અમે પણ ખાતરીથી માનીએ છીએ કે લોકમતને માન આપ્યા વગર કેળવણીની સ્થિતિ સુધારવાનું કામ સંતોષકારક ભાગ્યેજ નીવડે. રાવ સાહેબનો એક બીજો લેખ ખંત તથા આગ્રહથી માણસ શું ન કરી શકે તે સંબંધમાં છે, અને તે કેટલો બોધદાયક છે તે વાચક સહેજ સમજી શકે એમ છે. 'આપણી નિશાળો' અને 'અમારો અનુભવ' એ નામના લેખમાં રાવ સાહેબે જે વિચારો બહાર પાડ્યા છે તે કેટલા સચોટ અને હૃદયગામી છે તે કહેવાની જરૂરજ નથી. અમે ફક્ત વાચકવર્ગને તે લેખનું સારી રીતે મનન કરવા અને તે પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરવા ખાસ ભલામણ કરીએ છીએ. જોકે બદલીના કારણથી એ લેખ સંપૂર્ણ થવા પામ્યો નથી, તોપણ આ લેખનામાંનો થોડોએક ભાગ આ શાળાપત્રમાં તેમની પરવાનગીથી છાપ્યો છે.

ગુજરાત 'શાળાપત્ર' એ પ્રાથમિક શાળાઓના શિક્ષકોને શિક્ષણપદ્ધતિનું બારીક જ્ઞાન આપવાનું તેમજ શિક્ષણમાં જરૂરીઆતનું સામાન્ય જ્ઞાન આપવાનું એક ઉત્તમ સાધન છે, અને આપણે જોતા આવ્યા છીએ કે આ માસિકની સ્થાપના થયાને આજ લગભગ ૫૪ વર્ષ થયાં છે તે દર્મિઆન તે પોતાનું કાર્ય ઉત્તમ રીતે બજાવી રહ્યું છે. તેની કળા ઉત્તરોત્તર ચઢતી ને ચઢતીજ રહી છે એમ આપણે સર્વ એકમતે કબૂલ કર્યા વગર રહીશું નહિ. બેશક સમસ્ત શિક્ષકવર્ગને 'શાળાપત્ર' એક આશીર્વાદરૂપજ છે, અને નામદાર સરકારની ધારણા મુજબ જે જે શિક્ષકો એનો યોગ્ય લાભ લેતા હશે, તેઓ શિક્ષણશૈલી તથા સામાન્યજ્ઞાનની બાબતમાં ખરેખર ઘણે અંશે આગળ વધ્યા હશે એમાં જરા પણ સંશય નથી. ટ્રેન્ડ શિક્ષકોને તો નવીન શિક્ષણપદ્ધતિનો થોડોઘણો અનુભવ એક, બે, કે ત્રણ વર્ષ સુધી પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાં રહેવાથી મળવાનો પ્રસંગ આવે છે; પરન્તુ તેમને પણ 'શાળાપત્ર'માંથી મળતો લાભ અમૂલ્યજ છે; કારણ કે શિક્ષણનો વિષય કંઈ બાંધી લીધેલા તળાવ જેવો નથી, કે એક વખતનું બારીક નિરીક્ષણ તેના પુરેપુરા ખ્યાલ માટે બસ થાય. શિક્ષણપદ્ધતિ તો નિરંતર વહ્યા કરતી એક મહાનદીના પ્રવાહરૂપ છે, એટલે મૂળ આગળથી જોકે તે પ્રવાહ સાંકડો ને નજીવો જેવો લાગે, તોપણ જેમજેમ તે આગળ વધતો જાય છે, તેમતેમ તેના કદમાં, સ્વરૂપમાં, ને ગંભીરાઈ

વગેરે ગુણોમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થતી ચાલી જાય છે. આ મહાનદીનું યથાર્થ સ્વરૂપજ્ઞાન એ, પાંચ, કે સાત વર્ષની મુદતમાં થવું કેટલું અસંભવિત છે તે કહેવાની જરૂર નથી. શિક્ષકને તો જિંદગી સુધી અભ્યાસકવૃત્તિ ગ્રહણ કરવાની ખાસ જરૂર છે, એટલે ટ્રેન્ડ શિક્ષકોને પણ 'શાળાપત્ર' જેવા માસિકમાંથી ઘણું જાણવાનું તથા તે અનુભવમાં મૂકવાનું બાકી રહે છે. અન્ટ્રેન્ડ શિક્ષકવર્ગને તો શિક્ષણસંબંધી તત્ત્વ જાણવાનું એક મુખ્ય સાધન આ માસિકજ છે. અમારા નવ વર્ષના અનુભવ ઉપરથી અમે ખાતરીથી કહીએ છીએ કે ખાસ કરીને મુંબઈ શહેરની સંખ્યાબંધ મ્યુનિસિપલ તથા એઈડેડ ગુજરાતી શાળાના શિક્ષકોને શિક્ષણપદ્ધતિનું જ્ઞાન બહુ ઓછું હોય છે. તેમને તો આ માસિકથી અત્યન્ત ઘણોજ ફાયદો થવો જોઈએ. માર્ગદર્શક ભોમીયાની, ઉન્નતિકારક સાચા મિત્રની, અને કલ્યાણકારી ગુરુની ફરજો 'શાળાપત્ર' એકી વખતે શિક્ષકોના સંબંધમાં બજાવે છે એ સમજવું બીલકુલ અઘરૂં નથી.

અન્તમાં, રા. બ. કમળાશંકર તથા રા. સા. જમીઅતરામની ચાલુ પદ્ધતિને વળગી રહી આવા ગૌરવયુક્ત 'શાળાપત્ર'નો પ્રવાહ એકરસ વહેતો રહે તે માટે સંપૂર્ણ કાળજી રાખવાની આતુરતા દર્શાવી ઈશ્વર તે કાર્યમાં અમને સંપૂર્ણ મદદ કરો એમ ઇચ્છીએ છીએ.

---

## અમારો અનુભવ.

(ચાલુ પુ. ૫૩ પૃ. ૩૬૭ થી).

### પોતાની નિશાળ માટે અભિમાનની જરૂર.

ગયા અંકોમાં કરેલા વિવેચન પરથી ખાતરી થઈ હશે કે શિક્ષકે વિદ્યાર્થીની સંખ્યામાં નામનો વધારો બતાવીને સંતોષ પામવાનું નથી, પણ તેણે વિદ્યાર્થીઓ દરરોજ નિશાળે આવે અને વખતસર આવે, એવું પરિણામ લાવવા માટે પોતાનાથી બને એટલા સર્વ ઉપાયો યોજવાના છે; કેમકે વિદ્યાર્થી મહીનામાં ઘણા દિવસ ગેરહાજર રહે અથવા આવે તોપણ મોડાવહેલો ગમે ત્યારે આવે, તો જેટલો વખત તેની હાજરી હોય તે પણ નહિ જેવીજ છે. ગેરહાજરીને લીધે અથવા વખત બેવખત આવવાથી તેને ક્રમસર શિક્ષણ નહિ મળી શકે, એટલે સહેલામાં સહેલા

વિષયમાં પણ તેને ગમ પડશે નહિ, અને તે આગળ ચાલી શકશે નહિ એટલે થોડા વખતમાંજ કંટાળશે. માટે દરેક શિક્ષકે સંખ્યા વધારવાની જેટલી કાળજી રાખવાની છે, તેટલીજ નિયમિત અને વખતસર તેમને હાજર રહેતાં કરવાની પણ રાખવાની છે. એ ખરૂં છે કે મોટી સંખ્યા રજિસ્ટરને શોભાવે છે, પરંતુ નિશાળની શોભાનો આધાર એકલા રજિસ્ટર પરજ નથી. નિશાળની શોભા વધારવી હોય, તો શિક્ષકને પોતાની નિશાળ માટે યોગ્ય અભિમાન હોવું જોઈએ, એટલુંજ નહિ, પણ શિષ્યોમાં પણ એવુંજ અભિમાન ઉત્પન્ન કરવું જોઈએ.

## શાલાભિમાનનું સ્વરૂપ.

હુંજ સમજુ છું, બીજા મૂર્ખ છે; હુંજ ભણેલો છું, બીજા અભણ છે; હુંજ કુલીન છું, બીજા કુલહીન છે; એવા અનેક પ્રકારના પોતાની ઉત્તમતાના ને બીજાની કનિષ્ઠતાના ખ્યાલને અભિમાન કહેવામાં આવે છે. અભિમાન એટલે પોતાને માટે જોઈએ તે કરતાં ઊંચો અભિપ્રાય બાંધવો તે. વિદ્યામાં, ધનમાં, ડહાપણમાં, કુલીનપણામાં, સૌંદર્યમાં અથવા જેમાં ને તેમાં 'હુંજ' ચઢિઆતો છુ એમ માનનાર અભિમાની કહેવાય છે. કોઈ પણ બાબતમાં મદ ચઢે અથવા ગર્વ વધે, ત્યારે તે બીજાને ન લેખવતાં પોતાનેજ સર્વોપરિ માને છે, અને ગમે તેનું ભૂંડું કરતાં અથવા ગમે તેને નુકસાન પહોંચાડતાં જરા આંચકો ખાતો નથી. માટે અભિમાન એ એક મોટામાં મોટો દુર્ગુણ છે એ કહ્યા વિના પણ સમજાય તેવું છે. આમ છતાં ઉપર કહેવામાં આવ્યું છે કે શિષ્ય તથા શિક્ષક બંનેને પોતાની શાળા માટે યોગ્ય અભિમાન હોવું જોઈએ. તો તે પરથી કદાચ કોઈને વિચાર થશે કે ક્યાં તો ઉપલા લખાણમાં ભૂલ થઈ હશે અથવા અભિમાનના સ્વરૂપમાં કંઈ ભેદ હશે. પ્રથમનું અનુમાન ભૂલભરેલું છે, અને બીજુંજ વાસ્તવિક છે. અભિમાનના સ્વરૂપમાંજ મોટો ભેદ છે. અભિમાનની બધે નિંદા થાય છે, પણ સ્વદેશાભિમાન તથા ધર્માભિમાનની બધે પ્રશંસા થાય છે. અભિમાન એ દુર્ગુણ ગણાય છે, અને દેશાભિમાન તથા ધર્માભિમાન એ મોટા ગુણો લેખાય છે. કારણ એટલુંજ છે કે 'આ દેશ મારો અથવા આ ધર્મ મારો' એવી તીવ્ર લાગણી જ્યાંસુધી હૃદયમાં ઉદ્દભવી નથી, ત્યાંસુધી તે પોતાના દેશનું કે ધર્મનું હિત કરી શકતો નથી. અહંકાર મનુષ્યને અંધ બનાવે છે, પણ મમતા તેને પ્રેમાળ બનાવે

છે. મમતા અથવા મારાપણું એજ માણસને ઉત્સાહ આપનારૂં છે. પોતાના દેશની ખાતર તથા ધર્મની ખાતર પ્રાણ અર્પણ કરવા સુધીની પ્રેરણા કરનાર એક આ મમતાજ છે. મારાપણાને લીધેજ તે અસહ્ય દુઃખો ગણકારતા નથી અને ગમે તેટલો ભોગ આપતાં અચકાતા નથી. એવીજ રીતે પોતાની શાળા માટે અભિમાન હોવું જોઈએ. દેશાભિમાન તથા ધર્માભિમાન વગેરે કેળવવાની જેટલી જરૂર છે, તે કરતાં શાળાભિમાન કેળવવાની અગત્ય ઓછી નથી. શિષ્યમાત્રના મનમાં એવી લાગણી દૃઢ રીતે રોપાવી જોઈએ કે આ મારી શાળા છે, ને તેને શોભા આપવી એ મારી પ્રથમ ફરજ છે, તેને દિપાવવા માટે જેટલા પ્રયત્ન કરૂં તેટલા ઓછા છે, ને જે ભોગ આપું તે તુચ્છ છે. અલબત શિષ્યો આવું અભિમાન ધરાવતા થાય, તે પહેલાં શિક્ષકમાં એ ગુણ અવશ્યજ આવવો જોઈએ. ઉત્તમ ગુણો ઉપદેશમાત્રથી કોઈનામાં પ્રવેશ કરી શકતા નથી. તેનું આચરણ થતું જોવામાં આવે તો તે સામાના હૃદયને ભેદે છે, અને ઘણી અસર કરે છે. માટે શિક્ષક તથા શિષ્ય બંનેના હૃદયમાં પોતાની નિશાળ માટે મારાપણાનું અભિમાન પ્રકટ થશે નહિ, ત્યાંસુધી તે દીપી નીકળવાની આશા વ્યર્થ છે, ને કેળવણીની સ્થિતિ સંતોષકારક થવી અશક્ય છે.

## નિશાળનું બંધારણ.

અમુક વ્યક્તિઓ જથાબંધ ભેગી થઈ અમુક સંસ્થા બનાવે છે, અને તે દરેક સંસ્થાના વિશિષ્ટ લક્ષણો હમેશાં હોય છેજ. આવી સંસ્થાઓના અભ્યાસસંબંધી શાસ્ત્રને કેટલાક પશ્ચિમના વિદ્વાનો 'સમૂહોનું માનસશાસ્ત્ર' એવું નામ આપે છે. એક વિદ્વાન કહે છે કે મહોલ્લાઓના પંચો, જ્યુરીઓ, સભાઓ, ધર્મપંથો, જ્ઞાતિઓ, અને વર્ગો × એ સર્વ આ સમૂહોના માનસશાસ્ત્રના વિષયો છે; તેજ પ્રમાણે નિશાળ પણ એવો એક સમૂહજ છે. હવે જેમ કોઈ સભા અથવા પંથના વિશિષ્ટ લક્ષણો તે તે સંસ્થાને એકદમ બીજીથી જુદી પાડી આપે છે, તેમજ સ્થાપિત થયલી નિશાળોને તરતજ ઓળખાવી આપે એવાં કેટલાંક ચિહ્નો ઘણું કરીને પશ્ચિમની મુખ્ય શાળાઓમાં હોય છેજ. જેમ દરેક મનુષ્યમાં અમુક ગુણ,

---

× 'Street mobs, juries, meetings, sects, castes, and classes are all examples of the psychological crowd.'

લક્ષણ, ખાસીઅત, કે સ્વભાવ હોય છે તેમ દરેક સંસ્થાના પણ એકંદરે અમુક અમુક ગુણ, લક્ષણ, ખાસીઅત વગેરે ખાસ કરીને હોય છે. અમુક માણસના સ્વભાવ વગેરેનો આધાર તેની શારીરિક તથા માનસિક સ્થિતિ પર તેમજ તેની આસપાસની સ્થિતિ પર હોય છે; ત્યારે શાળા જેવી સંસ્થાનાં લક્ષણોના બંધારણમાં ભાગ લેનાર એકલા શિક્ષકોજ નથી પણ ખાસ કરીને મોટી ઉમરના અને કેટલેક અંશે નાના નાના શિષ્યો પણ છે. કેટલીક નિશાળોએ એવી નામના મેળવી હોય છે, કે તે અમુક બાબતમાં નમુનારૂપજ ગણવામાં આવે છે; ને આસપાસનાં કેટલાંક ગામો સુધીના લોકો પોતાનાં છોકરાંને ત્યાં મોકલી આપવા માટે બહુ ઈન્તેજારી ધરાવે છે. નિશાળોના આ આકર્ષક ગુણોને 'શાળાનું સામાન્ય બળ' એવું નામ આપવામાં આવે છે. આવા જોરાવર સામાન્ય બળની આપણા દેશની નિશાળોમાં મોટી ખોટ છે, અને એ ખામી જ્યારે પુરાશે ત્યારેજ આપણી કેળવણી સંગીન પાયા પર આવી છે એમ આપણે હિંમત સાથે કહી શકીશું.

## શાળાનું સામાન્ય બળ.

ઉપર કહ્યું તે પ્રમાણે નિશાળની એકંદર અસરને 'સામાન્ય બળ' [illegible]વા નામથી આપણે ઓળખાવીએ છીએ. નિશાળને લગતી કહાણીઓનું, ને માટેના લોકમતનું, અને તેના સ્થાપિત થયલા રીતરિવાજોનું જે બળ [illegible]જ સામાન્ય બળ.* જો અમુક નિશાળનું નીતિવિષયક બંધારણ બહુ [illegible]સું હશે, તો તેની અસર નીતિના નીચા ધોરણવાળા વિદ્યાર્થી પર પણ [illegible]માં દાખલ થતાંની સાથે થયા વગર રહેશે નહિ; કેમકે જ્યાં નીતિસંબંધી [illegible]તાવરણજ તદ્દન સ્વચ્છ અને નિર્મળ હશે, ત્યાં એક વ્યક્તિને તેના પ્રવાહ[illegible]ની સાથે પ્રથમ અર્ધા દિલથી અને થોડા વખત પછી ખરા અંતઃકરણ[illegible]ી ઘસડાયા વગર છૂટકો થશે નહિ. કમનસીબે જો શાળાનું નીતિ[illegible]બંધી ધોરણ બહુ નીચું હશે, તો તેને ઊંચું લાવવાનું કામ ધારીએ તેટલું [illegible]હેલું નહિ નીવડશે. એવા પ્રસંગમાં તો પ્રવાહને નીચાણ તરફ વળતો

---

*" × × × × the influence of the school as a whole—[illegible]he force of its traditions, the power of its public [illegible]pinion, and its settled usages—in short its common [illegible]pirit or *esprit de corps*.

અટકાવી ખરી દિશામાં વાળવા માટે ઘણી મહેનત પડશે; પરંતુ એ કાર્ય માથે લેવાનો બોજો શિક્ષક ઉપરજ પડશે. શિક્ષક જો પોતાના ચારિત્ર્યથી, પોતાની વર્તણૂકથી, પોતાના શુદ્ધ ભાવથી, અને પોતાનાજ નમુનાથી રસ્તો બતાવવા હમેશ તૈયાર થઈ રહેશે, તો તે શિષ્યસમૂહને ધીમેધીમે પણ મક્કમપણે પોતાની સાથે ખેંચતો જશે, અને પ્રવાહને ઉજ્જ્વલ તથા એકસરખી રીતે સરળતાથી વહેતો બનાવશે.

આ સઘળું જોતાં માલમ પડશે કે શાળાનું સામાન્ય બળ વધારવાનું તથા ઉચ્ચ બનાવવાનું કામ ઘણે અંશે શિક્ષક પરજ આધાર રાખે છે. અલબત શિક્ષકનામાં કળા હોય તો તે મોટી ઉંમરના વિદ્યાર્થીઓની પાસે એ કામમાં મદદ મેળવી શકે, અને તેની અસર પણ બીજા સર્વ ઉપર શિક્ષક કરતાં કોઈ રીતે ઓછી થશે નહિ, બલ્કે વધારેજ થશે. નાના તથા મોટા સર્વ શિષ્યો વિદ્યાર્થી તરીકે એકજ વર્ગના છે, અને સજાતીય વિદ્યાર્થીઓ એકમેકને જેટલી અસર કરી શકે તેટલી અસર વય તથા જ્ઞાન વગેરેમાં આગળ વધેલા શિક્ષકો ઓછા જ્ઞાનવાળા શિષ્યો પર નહિ કરી શકે એ ખુલ્લું છે. અમુક વિદ્યાર્થીને ઉચ્ચ વર્તન માટે શાબાશી મળતી જોઈ બીજા સઘળા સહાધ્યાયીઓમાં તેની હરિફાઈ કરવાની તીવ્ર ઇચ્છા જાગૃત થશે, કેમકે તે દાખલા પરથી તેમને સ્પષ્ટ રીતે માલમ પડી આવે છે કે અમે પણ જો ધારીએ તો એવી માફક વર્તી શકીએ. શિષ્ય દૃષ્ટિએ જ્ઞાની તરીકે ગણાતા તથા ઉંમરમાં આગળ વધેલા શિક્ષકની અને શિષ્યની વચ્ચે મોટું અંતર છે, અને તે અંતરને લીધે શિક્ષકનું વર્તન શિષ્યના હૃદયમાં જોસદાર હરિફાઈ ઉત્પન્ન કરતું નથી. આ પરથી એવું સર્વથા ન સમજવું કે શિક્ષકને ઉત્તમ વર્તણુકની જરૂર નથી. ઉપર બતાવેલા કારણથી શિક્ષકની જુમ્મેદારી કોઈ પણ પ્રકારે ઓછી થતી નથી. કારણ એજ છે કે અગરજો મોટા વિદ્યાર્થીની માફક શિક્ષક હરિફાઈનું જોસ ઉત્પન્ન કરી શકતો નથી. તોપણ શિષ્યમાં રહેલી અનુકરણશક્તિને પોતાનું કામ કરતાં તે કોઈ પણ રીતે અટકાવી શકતો નથી. માટે શિક્ષકનું વર્તન તો અનુકરણીયજ રહેવું જોઈએ. તેમાં જરા પણ ફેર પડે તો તેનું પરિણામ અનિષ્ટજ આવશે. ટૂંકમાં ઉપલા વિવેચનનો સાર કાઢીશું તો તે એટલોજ નીકળશે કે શિક્ષક શિષ્ય પર જે અસર કરે છે તે શિષ્યની અનુકરણશક્તિને લીધે છે, અને શિષ્યો એકબીજા પર જે અસર કરે છે

તે હરિફાઈની લાગણીને લીધે છે. અનુકરણનું ફળ ધીમું પણ ચોક્કસ હોય છે, અને હરિફાઈનું ફળ તાત્કાલિક તેમજ જોસદાર હોય છે. અનુકરણથી ટેવનું બંધારણ ધીમેધીમે બંધાતું જાય છે, અને હરિફાઈથી મોટા કુદકા ભરવાનું સામર્થ્ય આપોઆપ આવે છે. મારૂં વર્તન આવું હોવું જોઈએ એમ અનુકરણશક્તિ પ્રેરણા કરે છે, પણ હરિફાઈ તેની કમર બંધાવે છે અને કહે છે કે ' થવું જોઈએ ' એટલા વિચારથીજ તારે અટકવું યોગ્ય નથી, એ સ્થિતિએ તારે પણ તારા હરીફની પેઠેમ પહોંચવુંજ જોઈએ. આ પ્રમાણે શિક્ષક અને મોટા શિષ્યોનું વર્તન જો અનુકરણીય હોય તો અલબત સોનું ને સુગંધ એકઠાં થયલાં ગણાશે, સ્વાભિમાન ને શાળાભિમાનની લાગણી વધારે ને વધારે તીવ્ર થતી જશે, અને આખી શાળાનું નીતિસંબંધી વાતાવરણ ઉચું ને ઉંચું બનતું જશે.

---

## સીમેન્ટ.

( રા. રા. હરરાય અમુલખરાય દેસાઈ બી. એ. ).

સીમેન્ટ (સીમીટ) એ શું ચીજ છે તે કોઈથી અજાણ્યું હોય એમ હું માનતો નથી. તેને દરેક માણસ અમુક પ્રકારનો ચુનો માને છે, ને ચુનાને બદલે નો નહિ પણ જ્યાં ચુના કરતાં મજબુત કામ કરવું હોય ત્યાં તેનો ઉપયોગ કરવામાં આવે છે.

અમદાવાદથી સુરત જતાં મહીનદી આવે છે ને તે નદી ઉપરનો નવો પૂલ સીમેન્ટથી બનાવેલી મોટી દિવાલોના ઉપર ગોઠવેલા લોખંડકામનો છે. વળી તાપી નદી ઉપરનો જૂનો પૂલ લોઢાનો છે તે દગો દે એવો છે તેથી ત્યાં પણ સીમેન્ટનો પૂલ તૈયાર થાય છે. સીમેન્ટની અંદર ચીચા પત્થર ને ઝીણી મોટી રેતી ભેળી તેના મોટાં ચોરસાં પાડવામાં આવે છે ને તે ચોરસાં સીમેન્ટથી ચણી લઈ દિવાલો બનાવવામાં આવે છે.

વળી સુરતની ઉદ્યોગશાળામાં છોકરાઓને રહેવાની બોર્ડિંગ છે તેમાં પ્રથમ મોટા ઓરડાઓજ કરવામાં આવ્યા હતા, પણ વચ્ચે પાતળા પડદા ઊભા કરી ને મોટા ઓરડાઓની ઓરડીઓ કરી નાખી છે. આ પડદા ચણેલા નથી. સીમેન્ટ ને રેતીનો કોલ કરી તેનાં બીબાં પાડી આ પડદા ઊભા કર્યા છે. તે સ્લેટ જેવા પાતળા છે પણ ઘણા મજબુત છે.

આ ઉપરથી એમ માલમ પડશે કે ચુના ને પત્થરની બનાવેલી ચીજો કરતાં તો શું પણ લોઢાની બનાવેલી ચીજ કરતાં પણ કુદરતી શક્તિઓના સામે સીમેન્ટની બનાવેલી ચીજ વધારે ટકર લઈ શકે છે એમ મોટા ઇજનેરોનું માનવું છે.

ગોદીઓમાં, કિલ્લેબંધીની આસપાસ ઊભી કરેલી બાર્ડઓમાં અને જ્યાં જ્યાં વધારે મજબૂત કામની જરૂર છે ત્યાં સીમેન્ટ વાપરવામાં આવે છે. ચુનાની બનાવેલી ચીજોમાં ફાટ પડે તો તે ફાટ સાંધવા માટે પણ સીમેન્ટ વપરાય છે એ વાત જગજાહેર છે.

આ સીમેન્ટને પોર્ટલેન્ડ સીમેન્ટ કહે છે અને તે અત્યારસુધી પરદેશથી આવતી હતી. આપણા દેશમાં તે બનાવવાને માટે જોઈની અક્કલ ને આવડત સિવાયના સર્વ સાધનો છે. હાલમાં આંખ ઉઘડી છે તો ખૂટતી એ ચીજો પરદેશથી ભાડે આણીને તેના કારખાના ઉઘાડવાની તૈયારીઓ ચાલી રહી છે આમાંનું એક કારખાનું પોરબંદરમાં આવેલું છે, જે જોવાનો મને લાભ મળ્યો હતો. ત્યાં જે જોયું હતું, સાંભળ્યું હતું, ને શીખ્યો હતો તે હું આ છાપાદ્વારે બહાર પાડવા રજા લઉં છું.

સીમેન્ટ બનાવવા માટે ચુનો જેમાંથી બની શકે એવો પત્થર તથા લોઢું જેમાં હોય એવી મરોડી જોઈએ, ને આ બન્ને વસ્તુઓ પોરબંદરમાં છે. પત્થરને માટે તો પોરબંદર જાણીતું છે ને ઉપર જણાવેલી મરોડી ત્યાં આગળ શુદ્ધ સ્થિતિમાં પુષ્કળ જડી આવે છે.

વર્ણનની શરૂઆતમાં મારે જણાવવું જોઈએ કે આ સ્થળે સર્વ કામ વરાળયંત્રની મદદથી થાય છે. પ્રથમ તો પત્થરના નાના નાના ટુકડા કરી નાખી તેના ચીપા તૈયાર થાય છે. મોટા પત્થર આ કારખાનામાં ન લાવતાં જે કકડા બાંધકામમાં આવે એવા ન હોય તેનેજ ઉપયોગમાં લે છે. આ પથરા નીચે રાખી તેના ચીપા થાય કે તેને બીજે માળ રેંટ જેવી રચનાથી ચઢાવવામાં આવે છે. એક ચામડાના પાટાને અનેક ડાબડીઓ જડેલી હોય છે ને તે ડાબડીઓ આ ચીપાના ઢગલામાં થઈને જાય એવી ગોઠવણ કરેલી છે. ઉપર જતી વખતે તે ડાબડીઓ આ ચીપાથી ભરાઈ જાય છે ને છેક ટોચે પહોંચ્યા પછી તે ઊંધી થઈ જવાથી સાંજ ચીપા ઠલવાઈ જાય છે. ત્યારબાદ ત્યાં તે ચીપા કચડાઈને તેના બારીક ટુકડાં થાય છે જે બીજા સંચામાં તેની મેળે જાય છે. ત્યાં તેનો

ગોટ થાય છે. એક સંચામાંથી બીજા સંચામાં લઈ જતી વખતે ઉપર વર્ણન કરેલું છે એવા પટાઓનો ઉપયોગ કરવામાં આવે છે કે સ્ક્રુ જેવી રચનાનો ઉપયોગ કરવામાં આવે છે. આ બીજી ચીજનો ખ્યાલ નીચેના વર્ણનથી આવશે. એક મોટી નળીમાં એક મોટા પાંખીઆવાળો સ્ક્રુ હોય છે. તે સ્ક્રુ ફર્યા કરે છે તેને લીધે તે નળીમાં પડતી ચીજો એક છેડેથી બીજે છેડે ચાલી જાય છે. એક સંચામાં કામ થઈ રહ્યા બાદ તે ચીજ એક છેડે પડે છે ને તે સ્ક્રુની મદદ વડે બીજે નાકે મૂકેલા બીજા સંચામાં જાય છે. પત્થરનો બારીક મેદા જેવો ભૂકો થાય એટલે તેને મટોડી સાથે અમુક પ્રમાણમાં મેળવવામાં આવે છે. આમાં કંઇ અમુક વજનની મેળવાય છે એમ નથી. બધાં રસાયનિક તત્ત્વો કેટલા પ્રમાણમાં તે મિશ્રણમાં હોવા જોઈએ તે પર લક્ષ રાખી આ મિશ્રણ તૈયાર કરવામાં આવે છે. મટોડીને તડકે સુકવી એક ભુંગળામાં દાખલ કરી ત્યાં વરાળની ગરમીથી સુકવી તેને પણ પત્થર માફક મેદા જેવી કરી આ મેળવણી કરવામાં કામે લેવામાં આવે છે. પળેપળે આ મેળવણીને પ્રયોગશાળામાં લઈ જઈ ત્યાં કામ કરતા રસાયણશાસ્ત્રીઓ તપાસ કરે છે. જો તેઓને લાગે કે તત્ત્વો બરાબર પ્રમાણમાં છે તો તેઓ તે મિશ્રણ પસાર કરે છે, નહિતો જે ખોટ હોય તે પૂરી કરવાની સૂચના કરે છે. જ્યાંસુધી આ કારખાનું ચાલતું હોય ત્યાંસુધી આ પ્રયોગો પણ ચાલુજ હોય છે. જે મિશ્રણ બરાબર થયું હોય તેને ઈંટો બનાવવાના સંચા આગળ લાવે છે ને તેમાં દસ ટકા પાણી ભેળી તેની બે પ્રકારની ઈંટો બનાવે છે—એક તો ફક્ત તે મિશ્રણનીજ ને બીજી તે મિશ્રણ સાથે કોલસાના કકડા મેળવીને કરેલા નવા મિશ્રણની. આ બીજા પ્રકારની ઈંટો બળતણની પણ ગરજ સારે છે ને ભઠ્ઠીમાં કામ કરનારનું કામ ઘણું સરળ બનાવે છે. આ ઈંટો સુકાયા બાદ તેમને પાટા ઉપર ચાલતી લારીઓમાં ગોઠવી લારી હડસેલી ભઠ્ઠી પાસે લાવવામાં આવે છે.

**ભઠ્ઠી**—ફાયર-બ્રિક એટલે જે ઈંટો ગમે તેટલો તાપ લાગે તોપણ બળી જતી નથી એવી ઈંટોની આ ભઠ્ઠી ચણેલી હોય છે. મિલોમાં બૉઇલરની આજુબાજુ આવી ઈંટોથી ચણતરકામ થયલું હોય છે. આ ભઠ્ઠી આઠ ફુટ કરતાં પણ વધારે ઉંચી હતી. તેમાં ચાર કોઠા હતા ને દરેક કોઠાને નીચે લોઢાના સળીઆ જડેલા હતા ને બનેલો સીમેન્ટ કાઢવાને

કરામત કરેલી હતી. વળી તે સીમેન્ટને પડતો ઝીલી શકાય એટલા માટે એવું કર્યું હતું કે તે સળીઆવાળા ભાગની તળે લારી જઈ શકે. તે ભઠ્ઠીની બાજુ પર એક વીજળીથી ચાલતો સંચો હતો. તેની મદદથી ઈંટો વગેરેથી ભરેલી લારીઓ સ્હેલાઈથી ઉપર ચડાવી શકાતી. વળી તેની ટોચ ઉપર પણ પાટા હતા તેથી ઉપર આવેલી લારીને જે કોઠા આગળ લેવી હોય ત્યાં લઈ જઈ શકાતી ને તેનો માલ ત્યાં ઠલવાતો. છેક ઉપલા ભાગ ઉપરથી હું ગામનો દેખાવ જોવા અટક્યો હતો પણ તેની ખુબીનું વર્ણન અત્ર કરવાનું નથી એમ જાણી એ વાત પડતી મૂકું છું.

આ ભઠ્ઠીના નીચલા ભાગમાંથી એની મેળે સીમેન્ટ કે કોલસાની ભૂકી ખરી ન પડે માટે પત્થરના મોટા મોટા કકડા ઘણીજ સંભાળ ભરેલી રીતે ગોઠવ્યા હતા. તેના અનેક થરોના ઉપર (પત્થર ને મટોડીની) સાદી ઈંટોનો થર ગોઠવ્યો હતો. તે થરના ઉપર કોલસાનો થર કરી વળી તે ઉપર ઈંટોનો થર એમ કોલસા તથા ઈંટોના બે ત્રણ થરો કરી તે ભઠ્ઠીને સળગાવવાની હતી. તે કારખાનાના ઉપરીના કહેવા પ્રમાણે જ્યારે આગ બરાબર ચેતે ત્યારે ધીમેધીમે કોલસાથી મિશ્રિત મિશ્રણની ઈંટો અંદર ઠાલવવાની હતી. આ ઈંટોમાં બળતણુ જેવું મળેલું હોવાથી કોલસો નાખવાની જરૂર રહેતી નથી. જે પ્રમાણમાં જોઈએ તે પ્રમાણમાં કોલસો મેળવેલો હોય છે તેથી કોઈ ભાગ કાચો રહેવાની ભીતિ પણ રહેતી નથી ને વચ્ચેવચ્ચે કોલસો પ્રસરેલો હોવાથી સર્વ ઠેકાણે બરાબર આંચ લાગી સર્વ રજકણો સરખાં તપે છે. જ્યારે પુષ્કળ ઈંટો તૈયાર થઈ હોય ત્યારેજ ભઠ્ઠી ચેતાવવામાં આવે છે એમ મને કહેવામાં આવ્યું હતું, કારણ કે એ ભઠ્ઠી એક વાર ચેતાવ્યા પછી કેટલાક દિવસો સુધી તેનું કામ ચોવીસે કલાક ચાલુ રાખેથી ઓછા ખરચમાં વધારે કામ થાય છે એમ તેઓની ગણત્રી હતી. જ્યારે ભઠ્ઠી રાત્રે ચાલે ત્યારે ત્યાં આગળ વીજળીના દીવા કરવાની ગોઠવણ હતી.

**સીમેન્ટની તપાસ**—આ સીમેન્ટ તૈયાર થાય એટલે ઉપર જણાવી ગયો છું તેમ એક પછી એક લારીઓને ભઠ્ઠીના કોઠાઓની નીચે લઈ જતા. તેમાં સંચાની કરામતથી તે સીમેન્ટ પડે એમ ગોઠવણ હતી ને ભરેલી લારીઓને હડસેલી પ્રયોગશાળા પાસે લેવામાં આવતી. તેમાંથી તેનું બળ તપાસવા ખાતર નમુનાઓ લઈ તેને જુદા રાખતા. તે નમુના સાથે પાણી ભેળી

તેની ઉપરના પાંખીઆ વગરના બાળબોધ 'જ' ના આકારની મુઠ્ઠીમાં માય
એટલી ને વેડાપુર જાડી તકતીઓ બનાવવામાં આવેલી તે મને બતાવવામાં
આવી હતી. તે તકતીઓ પાણીમાં રાખી મૂકી હતી. દરરોજ એકેક
તકતીને બહાર કાઢી તેનું બળ માપતા. અમને બતાવેલી તકતી સાત
દિવસ બાદ બહાર કાઢી હતી ને તે લગભગ વીસેક મણનો ભાર ઝીલી
રાખી હતી. તેથી વધારે વજન થતાં 'જ'નાં બે મોડાં મળે છે યાં
અગાડીના ખાંચા આગળથી તે તૂટી ગઈ.

આ તેની શક્તિ માપવાને માટે તે સીમેન્ટની તકતીનો એક છેડો
એક ત્રાજવાની એક બાજુએ ને બીજે તે ત્રાજવું જે મેજ ઉપર જડેલું હતું
તે મેજના ઉપર રાખેલી એક ચાંપ સાથે બાંધી દીધો. તે ત્રાજવાને બીજે
છેડે એક ડોલ લટકાવી તેમાં સીસાની ગોળીઓ પડે એવી ગોઠવણ કરી
હતી. સીસાની ગોળીઓ જેમાં ભરી હતી તે પેટીની ચાવી ખોલી કે તરત-
જ સપાટાબંધ ડોલ ભરાવા માંડી, ને જ્યારે તે તકતીથી ટક્કર ઝીલી
શકાય તેથી વધારે વજન થયું કે તે તૂટી ગઈ, ને ડોલવાળો હાથ નીચો
પડે કે પોતાની મેળે તે ગોળીઓ પડતી બંધ થઈ જાય એવી કરામત
હોવાથી ગોળીઓ ખરતી બંધ થઈ ગઈ.

જેમ થોડા વજનથી વધારે વજનનું તોલ થઈ શકે એવી કરામત
રેલ્વેના કાંટામાં હોય છે તેમ આમાં હતું, ને તેથી જોકે તે ગોળીઓનું
વજન ઘણું થોડું હતું તો પણ ગણત્રા કરવાથી એમ લાગ્યું કે તે તકતીના
ઉપર વીસ મણના વજનનું ખેંચાણ થયું હતું.

આ પ્રમાણે માપ લીધેલો સીમેન્ટ અમુક જાતનો છે તેની ખાત્રી
થાય એટલેજ તેને કારખાનાની બહાર કાઢવામાં આવે છે.

જેમ સીમેન્ટનું છે તેમ બીજા હુન્નરોનું પણ આ દેશમાં સાધન
છે પણ સાધનોનો ઉપયોગ કરી અમુક ચીજ બનાવી શકનાર કારીગરો
નથી. આ ખોટ પૂરી કરવાને માટે હુન્નર-ઉદ્યોગ શીખવાને લાયક તથા
ઉમેદવાર હોય તેવાઓને મદદ આપી-પરદેશ મોકલી-શીખવી કળાકૌશલ્ય-
થી દેશને આબાદ કરવાની પોતાની ફરજ છે એમ જો દેશનો ધનાઢ્ય વર્ગ

# ગણિતશિક્ષણશૈલી.

( ચાલુ પુ. ૫૩, પૃષ્ટ ૩૭૪ ).

( મિ. રામભાઈ કાલિદાસ ભટ્ટ ).

આમ ગણિત અને મુખગણિત જે મૂળમાં એકજ વિષય છે તેમને અરસપરસ અતિ ગાઢ સહાયકારક બનાવી, તથા એકજ મૂળતત્ત્વનાં જુદાં જુદાં સ્વરૂપના ઐક્યનું ભાન કરાવી, અને એકજ હિસાબમાં સમાતાં સહેલાં તત્ત્વો પર પૃથક્ પૃથક્ પ્રશ્નો પૂછી, હિસાબોની સમજના વિભાગો પાડી બાળકોની શક્તિને પ્રબળ બનાવી શકાય છે. ટુંકામાં એકીકરણ અને પૃથક્કરણપદ્ધતિનો છૂટથી વાસ્તવિક ઉપયોગ કરવાથી ગણિતના અઘરા વિષયો પણ શિખવી શકાય છે.

એકસરખી વધના બીડના હિસાબો જે અઘરામાં અઘરા ગણાય છે, તે પણ આમ સરળતાથી શિખવી શકાય છે. મારી ક્લાસમાં બીડના હિસાબ જે રીતે શિખવ્યા છે, તેનો ચિતાર આ નીચે રજુ કરૂં છું. વિસ્તારભયને લીધે એજ તત્ત્વનાં બીજાં સ્વરૂપવાળાં ઉદાહરણો આ સ્થળે લીધાં નથી.

ક્લાસને અઘરો હિસાબ શિખવવાનો છે એની સૂચના આપી ચોંકાવ્યા સિવાય નીચે મુજબ શરૂઆત કરી.

(૧) એક બીડમાં દરરોજ ૧૫ મણ ઘાસ ઉગે છે, ૧૦ દિવસમાં તે બીડમાં કેટલું ઘાસ થશે? જ. ૧૫૦ મણ.

(૨) એક બળદ દરરોજ ૦। મણ ઘાસ ખાય છે, તો ૪૦ બળદ દરરોજ કેટલું ઘાસ ખાશે? જ. ૧૦ મણ.

(૩) ઉપરના બીડમાં દરરોજ ૪૦ બળદ ચરતા હોય, તો દરરોજના ઉગેલા ઘાસમાંથી કેટલું બચશે? જ. દરરોજ ૫ મણ ઘાસ બચશે.

(૪) એ બીડમાં ૧૦ દિવસ ઘાસ ઉગ્યા પછી ૪૦ બળદ ચરવા મૂક્યા, ત્યારપછી ૧૦ દિવસે તે બીડમાં કેટલું ઘાસ રહેશે? પ્ર. પહેલા ૧૦ દિવસમાં કેટલું ઘાસ ઉગે છે? જ. ૧૫૦ મણ. પ્ર. બીજા ૧૦ દિવસમાં દરરોજ ૫ મણ બચે એ લેખે કેટલું બચે? જ. ૫૦ મણ. પ્ર. એકંદર કેટલું બચ્યું? જ. ૨૦૦ મણ.

(૫) એજ બીડમાં ૨૦ દિવસ ઘાસ ઉગ્યા પછી ૮૦ બળદ ચરવા

મૂક્યા તો ત્યારપછી ૨૦ દિવસે તે બીડમાં કેટલું ઘાસ રહેશે ? જ. ૨૦૦ મણ.

(૬) એક બીડમાં ૩૦૦ મણ ઘાસનો જથ્થો છે, તેમાં દરરોજ ૧૫ મણ વધે છે અને ૨૦ મણ ઢોરો ચરી જાય છે, તો ચરવા માંડ્યા પછી ૨૦ દિવસે તે બીડમાં કેટલું ઘાસ રહેશે ? પ્ર. દરરોજ કેટલું વધે છે ? જ. ૧૫ મણ. પ્ર. દરરોજ કેટલું ચરવામાં જાય છે ? જ. ૨૦ મણ. પ્ર. દરરોજ ૧૫ મણ ઉગે છે તો ૨૦ મણ ચરવાનું શી રીતે મળે ? જ. મૂળના જથ્થામાંથી. પ્ર. મૂળના જથ્થામાંથી દરરોજ કેટલું કમી થાય ? જ. ૫ મણ. પ્ર. ૨૦ દિવસે મૂળના જથ્થામાંથી કેટલું ઘટશે ? જ. ૧૦૦ મણ. પ્ર. ત્યારે કેટલું બાકી રહેશે ? જ. ૨૦૦ મણ.

(૭) એક બીડમાં ૩૦૦ મણ ઘાસનો જથ્થો છે; તેમાં દરરોજ ૧૫ મણ વધે છે, અને ૨૦ મણ ચરવામાં જાય છે તો તે બીડનું ઘાસ કેટલા દિવસ પહોંચશે ? પ્ર. દરરોજ મૂળના જથ્થામાંથી કેટલું કમી થાય છે ? જ. ૫ મણ. પ્ર. ત્યારે મૂળનો જથ્થો કેટલા દિવસ પહોંચશે ? જ. ૬૦ દિવસ.

(૮) એક બીડમાં દરરોજ ૧૫ મણ ઘાસ ઉગે છે, અને ઢોરો દરરોજ ૨૦ મણ ચરી જાય છે. ઘાસ ઉગવા માંડે તેજ દિવસથી ઢોરો ચરવા મૂકી શકાશે ? જ. નહિ. પ્ર. ત્યારે ઢોરોને દરરોજ ખપ પૂરતું ઘાસ મળે એને માટે શું કરવું જોઈએ ? જ. બીડમાં કેટલાક દિવસ ઘાસ ઉગવા દેવું જોઈએ.

(૯) એક બીડમાં દરરોજ ૧૫ મણ ઘાસ ઉગે છે. તેમાં કેટલાક દિવસ ઘાસ ઉગ્યા પછી દરરોજ ૨૦ મણ ચરી જાય એટલાં ઢોર ચરવા મૂક્યાં. ઢોર ચરવા મૂક્યાં પછી ૬૦ દિવસે તે બીડનું ઘાસ પૂરું થયું, ત્યારે પ્રથમ કેટલા મણ ઘાસ ઉગેલું હશે ? પ્રથમ કેટલા દિવસનું ઘાસ ઉગેલું હશે ? પ્ર. દરરોજ કેટલું ઘાસ ઉગે છે ? જ. ૧૫ મણ. પ્ર. દરરોજ કેટલું ચરવામાં જાય છે ? જ. ૨૦ મણ પ્ર. ૫ મણ ઘટતું ઘાસ ક્યાંથી મળે છે ? જ. પ્રથમ ઉગેલા જથ્થામાંથી. પ્ર. દરરોજ મૂળના જથ્થામાંથી ૫ મણ વપરાય છે, આ રીતે જથ્થો કેટલા દિવસ પહોંચે એમ આપ્યું છે ? જ. ૬૦ દિવસ. પ્ર. ત્યારે મૂળનું ઘાસ કેટલું હશે ? જ. ૩૦૦ મણ. પ્ર. દરરોજ ૧૫ મણ ઉગે એ લેખે કેટલા દિવસમાં ૩૦૦ મણ ઉગ્યું હશે ? જ. ૨૦ દિવસમાં.

(૧૦) એક બીડમાં એક સરખી રીતે ઘાસ ઉગે છે. તેમાં કેટલાક-

દિવસ ઘાસ ઉગ્યા પછી દરરોજ ૧ાા દિવસનું ઉગેલું ઘાસ ચરી જાય એટલાં ઢોર ચરવા મૂકીએ તો તે બીડનું ઘાસ ૩૦ દિવસ પહોંચે છે; તો પ્રથમ કેટલા દિવસનું ઉગેલું ઘાસ હશે ? પ્ર. દરરોજ ૧ દિવસનું ઘાસ ઉગે છે અને ૧ાા દિવસનું ચરવા જોઈએ છે, તો મૂળના જથામાંથી દરરોજ કેટલું કમી થાય ? જ. ાા દિવસમાં ઉગે તેટલું. પ્ર. ૩૦ દિવસે આ જથો પૂરો થાય છે, તો એ જથો કેટલા દિવસનું ઉગેલું ઘાસ હશે ? જ. ૧૫ દિવસનું.

આમ એકસરખી વધનો શરૂઆતનો સામાન્ય ખ્યાલ આપી ધારેલા હિસાબની શરૂઆત કરી.

(૧) ૩૦ ગાય ૨૫ દિવસમાં ઘાસનો જે જથો ચરી જાય તેજ જથો એક ગાયને કેટલા દિવસ ચાલે ? જ. ૭૫૦ દિવસ.

(૨) એક બીડમાં એકસરખી રીતે ઘાસ ઉગેછે. કેટલાક દિવસ ઘાસ ઉગ્યા પછી ૩૦ ગાયો ૨૫ દિવસમાં તે ચરી જાય છે. આમાં ૩૦ ગાયો ૨૫ દિવસમાં કેટલું ઘાસ ચરે છે ? જ. મૂળનો કેટલાક દિવસનો ઉગેલો જથો + ૨૫ દિવસનો ઉગેલો જથો. આ એકંદર જથો ૧ ગાય કેટલા ચરી રહે ? જ. ૭૫૦ દિવસમાં.

( ૩ ) ઉપરનોજ મૂળનો કેટલાક દિવસનો ઉગેલો જથો + ૪૦ દિવસમાં ઉગેલો જથો મળી ૧ ગાયને ૭૫૦ દિવસથી વધારે વખત ચાલે કે ઓછો વખત ચાલે ? જ. વધારે વખત ચાલે. પ્ર. શા માટે વધારે વખત ચાલે ? જ. એમાં ૧૫ દિ.માં ઉગેલું ઘાસ વધારે છે. પ્ર. ૭૫૦ કરતાં કેટલા વધારે દિવસ એ જથો એક ગાયને ચાલશે એ તમે ખોળી શકો છો ? જ. નહિ. પ્ર. શા માટે નથી ખોળી શકતા ? જ. પ્રથમ કેટલા દિવસનું ઉગેલું ઘાસ છે તે જાણતા નથી માટે. પ્ર. ધારો કે પ્રથમ ૧૦૦ દિવસનું ઉગેલું ઘાસ મૂળ જથામાં છે, તો એ જવાબ તમે આપી શકશો ? જ. હા. પ્ર. શી રીતે ? જ. મૂળનું એટલે ૧૦૦ દિવસનું ઉગેલું + ૨૫ દિવસનું ઉગેલું એટલે એકંદર ૧૨૫ દિવસનું ઉગેલું ઘાસ ૧ ગાયને ૭૫૦ દિવસ ચાલે એમ જાણ્યું તે પરથી મૂળનું એટલે ૧૦૦ દિવસનું + ૪૦ દિ. નું એટલે ૧૪૦ દિ. નું ઘાસ ૧ ગાયને ૮૪૦ દિવસ ચાલે એમ ત્રિરાશિથી ખોળી શકીએ છીએ.

( ૪ ) ઉપર મૂળનું ઘાસ ૧૦૦ દિવસનું ઉગેલું છે એમ આપ્યું છે,

તેને બદલે મૂળનું + ૪૦ દિવસનું ઉગેલું ઘાસ ૧ ગાયને ૮૪૦ દિવસ ચાલે છે એ શરત આપી હોય, તો મૂળનું કેટલા દિવસનું ઉગેલું ઘાસ છે તે શોધી કાઢશો? જવાબ ન મળે તો પ્ર. મૂળનું + ૨૫ દિ. નું ઉગેલું ઘાસ ૧ ગાયને ૭૫૦ દિવસ ચાલે છે, અને મૂળનું + ૪૦ દિવસનું ઉગેલું ઘાસ ૧ ગાયને ૮૪૦ દિવસ ચાલે છે, આમાં પહેલા જથા કરતાં બીજો જથો ૧ ગાયને કેટલા દિવસ વધારે ચાલ્યો? જ. ૯૦ દિવસ. પ્ર. શા માટે એ જથો ૯૦ દિવસ વધારે ચાલે? જ. એમાં ૧૫ દિ.નું ઉગેલું ઘાસ વધારે છે. પ્ર. ત્યારે એક ગાય ૯૦ દિવસમાં કેટલા દિવસનું ઉગેલું ઘાસ ચરે? જ. ૧૫ દિવસનું. પ્ર. ૧ ગાય ૯૦ દિવસમાં ૧૫ દિવસનું ઉગેલું ઘાસ ચરે તો ૭૫૦ દિ.માં કેટલું ચરે? જ. ૧૨૫ દિ.નું ઉગેલું ઘાસ ચરે. પ્ર. ૧ ગાય ૭૫૦ દિ. માં મૂળનું + ૨૫ દિ.નું અગર એકલા ૧૨૫ દિ.નું ઉગેલું ઘાસ ચરે છે એમ જાણ્યું તો મૂળનું ઘાસ કેટલા દિવસનું ઉગેલું હોવું જોઈએ? જ. ૧૦૦ દિવસનું. પ્ર. ૨૧ ગાય ૪૦ દિવસમાં જે જથો ચરી જાય તે ૧ ગાયને કેટલા દિવસ પહોંચે? જ. ૮૪૦ દિવસ.

આટલું થયા પછી નીચેનો હિસાબ લખાવ્યો.

એક બીડમાં કેટલાક દિવસ ઘાસ ઉગ્યા પછી ૩૦ ગાયો ૨૫ દિવસમાં અથવા ૨૧ ગાયો ૪૦ દિવસમાં તે બીડનું ઘાસ ચરી જાય છે, તો પ્રથમ કેટલા દિવસનું ઘાસ ઉગેલું હશે? આ હિસાબ છોકરાઓ ગણી શક્યા, અને ૧૦૦ દિવસનું ઘાસ મૂળનું ઉગેલું છે એમ જવાબ આપી શક્યા.

(૫) પ્ર. એક બીડમાં ૧૦૦ દિવસ ઘાસ ઉગ્યા પછી ગાયો ચરવા મૂકી તે ૫૦ દિવસમાં તે બાડનું ઘાસ ચરી જાય છે. આ ગાયો એકંદર કેટલું ઘાસ ચરી? જ. ૧૫૦ દિ. નું ઉગેલું ઘાસ. પ્ર. ૧ ગાય ૯૦ દિવસમાં ૧૫ દિવસનું ઉગેલું ઘાસ ચરે તો ૫૦ દિવસમાં કેટલું ચરે? જ. ૮$\frac{1}{3}$ દિવસનું ઉગેલું ઘાસ ચરે. પ્ર. ૮$\frac{1}{3}$ દિવસનું ઉગેલું ઘાસ ૧ ગાયને ૫૦ દિવસ ચાલે તો ૧૫૦ દિ. નું ઉગેલું ઘાસ કેટલી ગાયને ૫૦ દિવસ ચાલે? જ. ૧૮ ગાયને.

આટલું થયા પછી નીચેનો હિસાબ લખાવ્યો.

એક ઉગતા બીડનું ઘાસ કેટલાક દિવસ ઘાસ ઉગ્યા પછી ૩૦

ગાયો ૨૫ દિવસમાં ચરી રહે છે અને ૨૧ ગાયો ૪૦ દિવસમાં ચરી રહે છે, તો ૫૦ દિવસમાં ચરી રહેવાને કેટલી ગાયો જોઈએ? આ દાખલો છોકરાઓ ગણી શક્યા અને જવાબ કાઢી શક્યા કે ૧૮ ગાયો જોઈએ.

આમ એકીકરણ અને પૃથક્કરણની પદ્ધતિએ છોકરાને જાણીતાં ઉપરથી અજાણ્યા પર લઈ જવાના શિક્ષણશાસ્ત્રના નિયમને અનુસરીને આવેલી અડચણો તેમની પાસેજ દૂર કરાવીને તેમની શક્તિમાં વધારો થાય એવી રીતે શિક્ષણ આપી શકાય.

ઉપર હિસાબ પ્રથમ આપીને અથવા હિસાબ આપ્યા સિવાય હિસાબના સ્વરૂપ પર બાળકોને દોરી જઈને શિખવવાની એમ બન્ને રીતો દર્શાવી છે. આમાં પ્રશ્નોત્તરપદ્ધતિનો પુષ્કળ ઉપયોગ કર્યો છે. આ જાતના શિક્ષણથી બાળકની સ્વતંત્ર વિચાર કરવાની અને શોધ કરવાની શક્તિ કેળવાય છે.



## વ્યાયામ ( કસરત ).

( ચાલુ પુ. ૫૩, પૃષ્ઠ ૭૪૯ ).

( મિ. મગનલાલ વનમાળીદાસ મહેતા. )

ટેનિસ (Tennis)-યુરોપમાં ટેનિસની રમત જૂના વખતથી રમાય છે. આ રમત હિન્દુસ્તાનમાં પણ ઠેરઠેર પ્રચલિત થઈ છે. વિદ્યાર્થીઓ માટે આ રમત ઘણી આનન્દદાયક છે. જ્યારે વધુ ખેલાડી હોય ત્યારે ક્રિકેટ અથવા ફુટબોલની રમત પસંદ કરવા જોગ છે. પુરુષ તેમજ સ્ત્રી ઉભય એ રમત રમી શકે છે. એમાં ચાર માણસ રમી શકે છે. એના સાહિત્યમાં જાળીવાળાં બૅટ અને દડદડા રબરના બૉલ જોઈએ. ટેનિસ રમવાની જગા હંમેશાં લંબચોરસ હોય છે અને તે ચુનાથી છાએલી હોય છે. એની લંબાઈ ૭૮ ફુટ અને પહોળાઈ ૨૭ ફુટ હોય છે. એની બરાબર મધ્યમાં બે પાસે બે સ્તંભ હોય છે, તેમની સાથે જાળીવાળો અંતર્પટ (Curtain) બાંધેલો હોય છે, તે બંને પક્ષની હદ બતાવે છે. આ જાળીની ઉંચાઈ સ્તંભ આગળ ૩ ફુટ ૬ ઇંચ અને મધ્યમાં ૩ ફુટ હોય છે. ટેનિસ રમવાની જગાની રચના નીચે મુજબ હોય છે:-




ઉપર બતાવેલી આકૃતિમાં अअ જાળી બતાવે છે. फ ड અને इ फ ને પાયાલીટી કહે છે જે જાળીથી ૩૯ ફુટને અંતરે હોય છે.

ખેલાડી જાળીની સામસામા ઊભા રહે છે. બૉલ ફેંકે છે તેને સર્વર ( Server ) કહે છે અને સામા માણુસને સ્ટ્રાઇકર આઉટ (Striker out ) કહે છે. બૉલ ફેંકનારે પાયાલીટીથી એક કદમ બહાર ઊભા રહી બીજે પગ પાયાલીટીની પાસે સહેજ બહાર રાખવો અને જમણા પગથી શરૂ કરી ડાબાજમણા રમત રમવી. જો એ પ્રમાણે સર્વર ઊભો રહી બૉલ ફેંકે અથવા બીજા સ્થાનમાંથી બૉલ ફેંકે, કે તે બૉલ જાળીમાં અથડાય, યા જાળીની સામી બાજુએ જવા છતાં સ્ટ્રાઇકર આઉટના મુકરર કરેલા ચોગાનની હદ બહાર પડે તો તેને ખોટો બૉલ કર્યો કહેવાય. જ્યાંસુધી સ્ટ્રાઇકર આઉટ તૈયાર થયો ન હોય ત્યાંસુધી સર્વરથી બૉલ ફેંકી શકાય નહિ. જો સર્વર બૉલ ફેંકે અને તે દર્મિયાન સ્ટ્રાઇકર આઉટ તૈયાર ન થયો હોય અથવા બૉલ જમીન પર પડતાં પહેલાં જાળી સાથે અથડાય યા સર્વર બૉલ એવી રીતે ફેંકે કે તેને સ્ટ્રાઇકર આઉટ કેટલાક આકસ્મિક બનાવનેલીધે પાછો મોકલી શકે નહિ તો તે બૉલ ગણવામાં આવતો નથી. સ્ટ્રાઇકર આઉટ બૉલ સર્વર તરફ પાછો મોકલે તે વખતે તે બૉલ જાળીને અડકે અથવા સ્તંભની હદ બહાર થઈને પણ જો તે તેની યોગ્ય હદમાં પડે તો તે બૉલ ગણી શકાય છે. સર્વર જે બૉલ મોકલે તે પાછો વાળવાને સ્ટ્રાઇકર પ્રયત્ન કરે અને તેમાં તે નિષ્ફળ જાય તોપણ સ્ટ્રાઇકર આઉટ તે વખતે તૈયાર થયલો ગણાય છે. સર્વર જે બૉલ ફેંકે

તે જાળી પર થઈને સ્ટ્રાઇકર આઉટના મુકરર કરેલા ચોગાનમાં પડે અને તે જમીન પર પડતાં પહેલાં સ્ટ્રાઇકર આઉટ જો તેને ઉપાડી લે અથવા પડયા પછી તેને પાછો ફેરવી શકે નહિ અને કદાચ પાછો ફેરવે છતાં તે તેની ચોક્કસ જગાની હદ બહાર પડે તો તે વખતે સ્ટ્રાઇકર આઉટ હાર્યો અને સર્વર જીત્યો ગણાય છે. હવે જો સર્વર પોતે એક પછી એક એમ ખોટા બૉલ કરે અથવા સ્ટ્રાઇકર આઉટ જે બૉલ ફેંકે તેને પાછો ફેરવી શકે નહિ અને પાછો ફેરવવા છતાં તે સ્ટ્રાઇકર આઉટના ચોગાનની બહાર પડે તો તે વખતે સર્વર હાર્યો અને સ્ટ્રાઇકર આઉટ જીત્યો કહેવ છે. આ રમતમાં જે માણસ હારે છે તેના પર જીતનારના પહેલે બૉલે પંદર, બીજે ત્રીસ, અને ત્રીજે ચાલીસ ગણાય છે. જીતનાર ચાર બૉલ જીતે તો તે રમત ( Game ) જીત્યો કહેવાય છે. જો સામસામા બન્ને માણસ ત્રણ ત્રણ બૉલ જીતે તો તે ડયુસ (Deuce) કહેવાય છે. તેમાં જેણે ચોથો બૉલ જીત્યો હોય તેણે સામાવાળા પર તેટલો લાભ વધારે મેળવ્યો ગણાય. પછી તેજ જીતનાર જો બીજો બૉલ જીતે તો તેણે ગેમ જીતી કહેવાય.

મોટાં શહેરોમાં ઘણે ભાગે આ રમતનો સારો શોખ હોય છે. રાજારજવાડાઓમાં પણ આ રમત સારૂં માન પામી ગઈ છે. રાજકોટની રાજકુમાર કૉલેજ, ગોન્ડલની ગરાશીઆ કૉલેજ, ગોધરાની તાલુકદારી સ્કૂલ વગેરે સંસ્થાઓમાં તો બાહોશ શિક્ષકોના હાથ નીચે આ રમત શિખવવામાં આવે છે. એટલું તો કહેવુંજ જોઈએ કે જે કુટુમ્બોમાં કંઈ પણ કામ કરવાનું હોતું નથી, જેમને ફક્ત ખાઈપીને મઝાજ કરવાની છે, અથવા તો જેમને વાંચવાલખવાનુંજ હોય છે તેમણે તો મુખ્યત્વે કરીને આ રમત રમવીજ જોઈએ, કારણ કે જો એટલી પણ કસરત ન થાય તો શરીરમાં આળસ ઘણું વધે અને કંઈ ચેન પડે નહિ. સ્ત્રીઓને પણ એ લાભ લેતાં શિખવવું જોઈએ. સાધારણ સ્થિતિવાળાં કુટુમ્બોમાં તો સ્ત્રીઓને ઘરકામ કરવાનું હોય છે એટલે તેમને તો કસરત આપોઆપજ થઈ રહે છે, પરન્તુ શ્રીમન્ત કુટુમ્બમાં ઉપર બતાવ્યા સિવાય ઘણે ભાગે કંઈ કામ કરવાનું હોતું નથી માટે તેમને તો આ રમત ખાસ આવશ્યક છે. આપણા દેશમાં પારસી કુટુમ્બોમાં આ રમતનો સારો શોખ છે અને તેમની સ્ત્રીઓ પણ ઉમંગભર્યો ભાગ લે છે એ ઘણું ખુશી થવા જે છે. આશા છે કે અન્ય જ્ઞાતિઓના શ્રીમન્ત લોકો પણ આનો સારો લાભ લેશે.

૧ **ફુટબૉલ (Foot Ball):**–આ રમત પણ આજકાલ પ્રચલિત થઈ ગઈ છે. જ્યારે ઋતુ બહુ ગરમ ન હોય ત્યારે એ રમત રમાય છે. એને માટે આશરે એકસોદશ વાર લાંબી અને સાઠ વાર પહોળી સપાટ જમીન જોઈએ. દરેક છેડાની વચમાં ગોલ્સ (Goals) હોય છે જે ચોવીસ ફુટ લાંબા અને આઠ ફુટ ઊંચા હોય છે. દરેક ગોલમાં બે મજબૂત લાકડાના સ્તંભ રોપેલા હોય છે અને તેના પર એક આડું લાકડું બાંધેલું હોય છે, જેને અંગ્રેજીમાં ક્રૉસ બાર (Cross–bar) કહે છે. ફુટ બૉલ રમવાની જગા ચારે તરફથી આંતરી લેવી જોઈએ. આ રમતમાં બે સામસામી ટુકડીઓ હોય છે જે દરેકમાં અગીઆર અગીઆર ખેલાડી હોય છે. પહેલી ટુકડી બીજી ટુકડીની હદમાં ગોલ કરવા પ્રયત્ન કરે છે અર્થાત્ ફુટબૉલ બીજી ટુકડીની હદમાં બતાવેલા ગોલમાં લઈ જાય છે. આ રમતમાં તેઓ પોતાના હાથનો ઉપયોગ કરી શકતા.નથી. ફક્ત પગથીજ લાત મારવામાં આવે છે. વખત આવે તેઓ હાથ સિવાય શરીરના બીજા અવયવ કામમાં લઈ શકે છે. સામેની ટુકડી પોતાની હદમાં બૉલ આવવા નહિ દેવા પ્રયત્ન કરે છે. જે ખેલાડી ફક્ત ગોલ પર રહી બૉલ અંદર નહિ જવા દેવા સાવધ રહે છે તેમને ગોલકીપર્સ (Goal keepors) કહે છે. ગોલ કીપરની આગળ બે જણ ઊભા રહે છે. તેમની આગળ ત્રણ જણ રહે છે, અને ખરેખરા રમનાર તો સૌથી આગળ જે પાંચ જણ હોય છે તેજ. નીચેની આકૃતિ પરથી ફુટબૉલની જગા અને રમતનો આબેહુબ ચિતાર માલમ પડશે.



એજ પ્રમાણે સામેની ટુકડીમાં હોય છે. અ ચ અને ક ડ ને ગોલ-લાઇન કહે છે. ચારે છેડા પર આશરે પાંચ ફુટ ઊંચા વાવટા રોપવામાં આવે છે. એ ચોગાનની મધ્યમાં એક મધ્યરેખા દોરવામાં આવે છે. રમત પહેલવહેલી આ લાઇન પરથી શરૂ થાય છે. ચોગાનની હદ બહાર જો દડો જાય તો તેને લાત મારવી બંધ થાય છે, અને દડો ઉંચકી લેવામાં આવે છે. જેણે એ દડો ઉચકી લીધો હોય તે પોતાના હાથમાં દડો રાખી ઊંચા હાથ કરી તેને ઉછાળે છે. સામે ઉભેલા ખેલાડીમાં પરતાંજ તેઓ તેને લાતો મારવા મંડી જાય છે, અને તરતજ હરિફાઈ શરૂ થાય છે. હવે બૉલ કેવો હોય તે વિષે જણાવવાની જરૂર છે. બૉલ અંદરથી પોકળ હોય છે. એમાં હવા ભરવાથી તે ફુલે છે. પહેલાં તો એક રબરની ચોપડી હોય તેમ ગજવામાં પણ રાખી શકાય છે પરન્તુ જ્યારે હવા ભરવાની ભુંગળીથી હવા અંદર ભરાય છે ત્યારે તે ફૂલીને ઘડા જેવડો થાય છે. આ રમતમાં દોડવાનું વિશેષ હોય છે તેથી દોડવાની કસરત સારી થાય છે અને શ્વાસોશ્વાસ સારો લેવાય છે. શ્રમને લીધે પરસેવો ઘણો થાય છે. સખ્ત મહેનતને લીધે શરીરના સ્નાયુઓ મજબૂત થાય છે. ટુંકામાં ખેલાડી મજબૂત થાય છે. આ રમતનો ઘણાને શોખ હોય છે. કેટલી માધ્યમિક શાળામાં આ રમત માટે પૂરતાં સાધન હોય છે અને વિદ્યાર્થીઓ તેનો સારો લાભ લે છે.



## "અરસ્તૂનાં બોધવચનો."

( મિ. વા. ઉ. પરમાર ).

અરિસ્તાતાલીસ કે અરસ્તૂ એ પહેલાં યુનાન (ગ્રીસ)માં પ્રખ્યાત મહાન્ વિદ્વાન્ થઈ ગયો છે. એ મહાન્ સિકંદર પાદશાહનો પ્રધાન હતો અને તેનો ગુરુ પણ હતો. તેઓ બંને વચ્ચે જે સંવાદ ચાલેલો તે બોધ લેવા લાયક છે. તે હું નીચે આપું છું, કેમકે તે શિક્ષકબંધુઓને તેમજ વિદ્યાર્થીઓને લાભકારક થશેઃ—

સિકંદર—હે ગુરુ, પરમેશ્વર પાસે શું માગવું જોઈએ ?

અરસ્તૂ—જગતનાં સુકૃત્યો.

સિકંદર—જીવતર કેવી જાતનું બનાવવું જોઈએ ?

અરસ્તૂ—આનંદમય અને પ્રાણિમાત્રને રાજી રાખવાની વૃત્તિવાળું.

સિકંદર—જિન્દગી ક્યાં કૃત્યોમાં ગુજારવી જોઈએ ?
અરસ્તૂ—જ્ઞાનપ્રાપ્તિનાં કૃત્યોમાં.
સિકંદર—ઘણો હોશિયાર કોણ છે ?
અરસ્તૂ—પરમેશ્વર પાસે ન્યાય પામવા દુનિયાને પસંદ કરે છે તે.
સિકંદર—મહા હિંમતવાન્ કોણ ?
અરસ્તૂ—જગતના ફેરફારોથી ગભરાતો નથી તે.
સિકંદર—એવો કયો મિષ્ટ પદાર્થ છે કે જે આરોગનારને મારી નાખે છે
અરસ્તૂ—ખરાબ ઇચ્છા–કામાગ્નિ.
સિકંદર—કયો અગ્નિ એવો છે કે જે સળગાવનારને બાળે છે ?
અરસ્તૂ—ઈર્ષ્યા–અદેખાઈ.
સિકંદર—કયું મૂળ એવું છે કે જેને સજા લાગતો નથી ?
અરસ્તૂ—ઇન્સાફ.
સિકંદર—એવું શું કડવું છે કે તેનાં ફળ મીઠાં આવે છે ?
અરસ્તૂ—ધીરજ અથવા સહનશીલતા.
સિકંદર—એવું શું મિષ્ટ છે કે જે વખતે કડવાસ પકડે છે ?
અરસ્તૂ—યુવાવસ્થા કે જુવાની.
સિકંદર—કયો જામો એવો છે કે કોઈ પણ સમયે જીર્ણ થતો નથી ?
અરસ્તૂ—સુકૃત્યોરૂપી પોષાકથી નામને ઉજ્વળ કરવું તે–નેકનામ.
સિકંદર—એવો રોગ કયો છે કે વૈદ્ય તેના ઇલાજ કરી શકતા નથી ?
અરસ્તૂ—મૂર્ખતા.
સિકંદર—કયી વસ્તુ જનસમાજ માટે સારી છે ?
અરસ્તૂ—સત્ય.
સિકંદર—સત્ય માર્ગ કેવી રીતે શોધવો જોઈએ ?
અરસ્તૂ—જ્ઞાનરૂપી પ્રકાશથી.
સિકંદર—દુનિયા કોને કહેવી ?
અરસ્તૂ—પરિણામે કંઈ કામમાં ન આવનારને.
સિકંદર—પ્રકાશિત સત્ય માર્ગ કેમ વર્તવાથી શોધી શકાય ?
અરસ્તૂ—અલ્પાહારથી.
સિકંદર—ઈર્ષ્યા કોની સાથે કરવી જોઈએ ?
અરસ્તૂ—મનમાં રહેલી લાલચ સાથે.

સિકંદર—શું કરવાથી ઈશ્વર ખુશ થાય ?
અરસ્તૂ—માબાપ સાથે ભલાઈ રાખવાથી.
સિકંદર—જરૂરી વાત કરનાર કોને જાણુવો ?
અરસ્તૂ—મુખથી થોડું વદે અને કર્ણથી ઘણું સાંભળે તેને.
સિકંદર—સારા ભાગ્યવાન્ કેમ થવાય ?
અરસ્તૂ—સુટેવથી—(૧) વિદ્યા શીખવાથી (૨) હસમુખા વદનથી અને (૩) સખાવતથી.
સિકંદર—મન પ્રકાશિત શાથી થાય છે ?
અરસ્તૂ—મૃત્યુને યાદ કરવાથી.
સિકંદર—મનોંધકાર શાથી થાય ?
અરસ્તૂ—અતિતૃષા અને પૈસાટકા પ્રત્યે પ્રીતિથી.
સિકંદર—સૃષ્ટિમાં કેવી રીતે રહેવું ?
અરસ્તૂ—વટેમાર્ગુ તરીકે.
સિકંદર—ઇષ્ટ જગ્યાએ કેવી રીતે જવું ?
અરસ્તૂ—ગુનારૂપી બોજાનો ત્યાગ કરીને સહેલાઈથી.

---

## ઉદ્યોગ.

( મિ. સાકરલાલ પુરુષોત્તમ શુક્લ ).

સર્વશક્તિમાન જગત્કર્તાએ આપણા ભરણપોષણ અને સુખને માટે અનેક ચીજો ઉત્પન્ન કરનારી પૃથ્વી બનાવી છે, પરંતુ તેમાંની કોઈ પણ ચીજ મનુષ્યના ઉદ્યોગ સિવાય વાપરવા યોગ્ય સ્થિતિમાં ભાગ્યેજ હોય છે. અનાજ વાવવું જોઈએ, અને લણવું જોઈએ. ધાતુઓ જમીનમાંથી ખોદી કાઢવી જોઈએ, અને શુદ્ધ કરી તેનાં જુદી જુદી જાતનાં વાસણો બનાવવાં જોઈએ. શણ રૂ વગેરેને કાંતવાં જોઈએ, અને તેને વણી લૂગડાં બનાવવાં જોઈએ. આ ઉપરથી જણાય છે કે પૃથ્વીમાંથી સર્વ ચીજો ઉત્પન્ન થાય છે, પણ ઉદ્યોગથીજ તેને વાપરવા યોગ્ય સ્થિતિમાં લાવી શકાય છે. ઉદ્યોગથી માણસ પોતાની અને પોતાના દેશની દોલત વધારે છે અને સુખ મેળવી શકે છે.

જે લોકો ઉદ્યોગ કરતા નથી પણ માત્ર ફળ અને જંગલી પ્રાણીઓ

ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે, તે જંગલી હાલતમાં છે એમ કહેવાય છે. અમેરિકાના ઇંડિયન, ઑસ્ટ્રેલિયાના મૂળ વતની વગેરે કેટલાક લોકો આવી સ્થિતિમાં પોતાનું જીવન ગુજારે છે. તેમનું જીવન તદન હલકા પ્રકારનું હોય છે. તેમને ખાવાને સારો ખોરાક અને પહેરવાને પૂરાં લૂગડાં પણ મળતાં નથી. તંગીના વખતમાં તેમની પાસે ખોરાકનો સંગ્રહ નહિ હોવાથી ભૂખને લીધે તેઓ સંખ્યાબંધ મરી જાય છે. નિરુદ્યમી હોવાથી તેમની આ દશા થાય છે.

ઉદ્યોગી મનુષ્યોનું જીવન ઉચ્ચ પ્રકારનું હોય છે. તેમને પોતાના પોષણને માટે સારો ખોરાક, પહેરવાને માટે પૂરતાં સારાં વસ્ત્રો, અને રહેવાને માટે સુંદર મકાનો હોય છે. તે લોકો બીજા દેશો સાથે જળ કે સ્થળમાર્ગે વેપાર ચલાવી, તે દેશોમાં પેદા થતી વસ્તુઓ પોતાના દેશમાં લાવે છે. નિરુદ્યમી માણસો જે સુખ સ્વપ્ને પણ દેખે નહિ, તેવાં અનેક સુખો ઉદ્યમીને મળે છે. જૂની અને નવી દુનિયામાં આવેલા કેટલાક દેશો ચઢતી સ્થિતિમાં છે, તેનું કારણ પણ તેઓનો ઉદ્યોગજ છે. ઉદ્યોગથી શરીર અને મનને કસરત મળવાથી તે સારી સ્થિતિમાં રહે છે, પરંતુ હદ ઉપરાંત મહેનત શરીર અને મન બન્નેને નુકસાન કરે છે તે વાત પણ ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે.

કહેવત છે કે 'કામ કર્યું તેણે કામણ કર્યું.' એકજ ઘરમાં રહેનાર કુટુંબમાં જે વ્યક્તિ ઉદ્યોગી હશે તેની તરફ સર્વે માનભરી મીઠી નજરે જોશે, અને આળસુ હશે તે તિરસ્કારને પાત્ર થશે. પિતાને સ્વાભાવિક રીતે પોતાના પુત્રો વહાલા હોય છે, છતાં જે છોકરો નિરુદ્યમી હશે તેના તરફ પિતાને અણગમો આવ્યા વગર રહેશે નહિ. નિરુદ્યમી માણસ પોતાની જાતને નુકસાન કરે છે એટલુંજ નહિ પણ પોતાના કુટુંબને અને દેશને બોજારૂપ થઈ પડે છે.

હાલના સમયમાં રેલવે, આગબોટ, તાર વગેરે જે જે સુખનાં સાધનો જોવામાં આવે છે તે સર્વે ઉદ્યોગનેજ આભારી છે. હેરત પમાડે તેવી અદ્ભુત નવીન શોધો પણ ઉદ્યોગનાંજ ફળ છે. અશક્ય દેખાતું કાર્ય પણ દૃઢ ઉદ્યોગથી પરિપૂર્ણ કરી શકાય છે. સુએજની સંયોગીભૂમિની નહેર બનાવવાનું કામ દેખીતું તદન અશક્ય લાગતું હતું, છતાં લેસેપ્સ નામના ખંતીલા પુરુષે તે મહાભારત કામ પણ સતત ઉદ્યોગ વડે પાર

પાડ્યું. ઊંચા અને મોટા વિસ્તારવાળા પર્વતોને નીચેથી કોતરી કાઢી તેમાંથી રેલવે લઈ જવાનાં મુશ્કેલ કામ પણ ઉદ્યોગથીજ પાર પડ્યાં છે. અગાધ જળવાળી અને પ્રબળ વેગવાળી મોટી નદીઓ ઉપર હજારો ખાંડી વજન લઈ આગગાડીઓ દોડી જાય, તેવા મજબુત પુલો પણ ઉદ્યોગથીજ બંધાયા છે.

ઉદ્યોગ એ કામધેનુ છે. જે ફળ મેળવવાની ઇચ્છા હોય તે ઉદ્યોગ-રૂપી કામધેનુથી મેળવી શકાય છે. પાશ્ચાત્ય પ્રદેશમાં એક સુતાર સેશન કોર્ટના જડ્જોને બેસવાને માટે બેન્ચ બનાવતો હતો. તે બેન્ચની બનાવટ-માં તેની અસાધારણ કાળજી જોઈ કોઈએ તેને એટલો બધો શ્રમ લેવાનું કારણ પૂછ્યું. તેના જવાબમાં તેણે હસતાં હસતાં કહ્યું કે 'પરમકૃપાળુ પરમેશ્વર જો મને જીવતો રાખે તો ભવિષ્યમાં આ બેન્ચ ઉપર ન્યાયાધીશ તરીકે બેસવાની મારી ઇચ્છા છે, તેથી ખાસ કાળજી રાખી આ બેન્ચ બનાવું છું.' સુતારની આ અભિલાષા દરકોઈ માણસને હવામાં કિલ્લા બાંધવા જેવી અસંભવિતજ લાગે, પણ ઉદ્યોગ શું કરી શકતો નથી ? પોતાની ધારણા પાર પાડવાને માટે તેણે દૃઢતાથી પ્રયત્ન કરવા માંડ્યો, અને ધીમે ધીમે તે ઉચ્ચ પદવી પ્રાપ્ત કરતો ગયો. છેવટે યોગ્ય લાયકાત મેળવી પોતે બનાવેલી બેન્ચ ઉપરજ તે ન્યાયાધીશ તરીકે બેઠો.

નટલોકો અંગકસરતના ખેલ કરે છે, ત્યારે ઉદ્યોગનું મહત્ત્વ નહિ સમજનારા અજ્ઞાની લોકો તેને જાદુ માને છે. ખરી વાત તો એ છે કે તે લોકો બાલ્યાવસ્થાથીજ પોતાના શરીરને કેળવવાના ઉદ્યોગમાં મંડ્યા રહે છે, અને ઉદ્યોગરૂપી જાદુ વડેજ એવા આશ્ચર્યજનક' ખેલો કરી શકે છે. 'ઉદ્યોગ એજ જાદુ છે, તેને માટે એક રમુજી દૃષ્ટાંત ધ્યાનમાં લેવા યોગ્ય છે. અસલના વખતમાં ઇટલિના કોઇએક ભાગમાં કેસીન નામનો એક ખેડુત રહેતો હતો. તેનું ખેતર ઘણું ફળદ્રૂપ હતું અને તેમાં સારો પાક ઉત્પન્ન થતો હતો, પણ તેની આજુબાજુનાં ખેતરો રસકસ વગરનાં હતાં અને તેમાં નહિ જેવો પાક થતો હતો. આ ઉપરથી તે ખેતરોના માલીકોને ઘણી નવાઈ લાગી. તેઓએ ધાર્યું કે કેસીન નક્કી જાદુગર હોવો જોઈએ, કારણ કે તેની અને આપણી જમીન જોડાજોડ છે છતાં આપણાં ખેતરો ઉજડ જેવાં રહે છે અને તેના ખેતરમાંથી પુષ્કળ પાક ઊતરે છે. સઘળાએ એમજ માની લીધું કે જાદુના બળથીજ કેસીન પોતાના ખેતરને

ફળદ્રુપ બનાવે છે. છેવટે તેમણે બધાએ મળી તેની સામે જાદુગર હોવાનું તહોમત મૂકી કોર્ટમાં ફરિયાદ કરી. તે જ્યારે પોતાનો બચાવ કરવાને માટે કોર્ટમાં હાજર થયો ત્યારે પુરાવો મજબૂત કરવાને માટે પોતાની સાથે ખેતીનાં ઓજારો, હળ ખેંચનાર પ્રાણીઓ, અને પોતાની એક છોકરી એટલાં સાહિત્ય લેતો આવ્યો. તેણે ન્યાયાધીશને કહ્યું કે આ મારી છોકરી મારા ખેતરમાં પાકની સાથે જે ઘાસ વગેરે નકામું ઉગે છે તે નીંદી નાખે છે. જમીન સારો પાક આપે એટલા માટે હું ખેતરમાં કાળજીપૂર્વક ખાતર નાખું છું, વળી આપ જુઓ કે આ મારાં ખેતીનાં ઓજારો ઘણી સારી સ્થિતિમાં છે; અને હળ ખેંચનાર મારાં આ ઢોરોની હું એટલી બધી સંભાળ લઉં છું, કે તે મારા આ સર્વ પાડોશીઓનાં ઢોરો કરતાં ઘણાંજ મજબૂત છે. મારા બચાવના આ સઘળા પ્રત્યક્ષ પુરાવા છે. હું મારા ખેતરને ફળદ્રુપ કરવામાં બીજી કોઈ જાતનું જાદુ નહિ પણ ઉદ્યોગરૂપી જાદુજ વાપરૂં છું. મારા ઉપર તહોમત મૂકનારા મારા આ પાડોશીઓ જો હું કરૂં છું તે પ્રમાણે ઉદ્યોગ કરે, તો તેઓ પણ પોતાનાં ઉજડ જેવાં રહેતાં ખેતરોને ફળદ્રુપ બનાવી શકે. ન્યાયાધીશે કહ્યું કે આવો ઉત્તમ બચાવ મેં અગાઉ કદી પણ સાંભળ્યો નથી, પછી તેણે ક્રેસીનને નિર્દોષ જાહેર કર્યો, અને તેના ઉદ્યોગનાં ઘણાં વખાણ કરી તેને રજા આપી.

પુરુષે ઉદ્યોગ કરવો જોઈએ એટલુંજ નહિ, પરંતુ સ્ત્રીઓએ પણ ઉદ્યોગી થવું જોઈએ. તેમણે ઘરનાં કામકાજ આળસ રાખ્યા સિવાય સારી રીતે કરવાં જોઈએ. ઘરનાં કામ કર્યા પછી નવરાશના વખતમાં સારાં પુસ્તકો વાંચવાં અને ભરવું શીવવું વગેરે ઉદ્યોગ કરવો જોઈએ. જે ઘરમાં સ્ત્રીપુરુષ બન્ને ઉદ્યોગી હશે તેના ઘરમાં નિર્ધનતા બિલકુલ નજરે પડશે નહિ. વળી માબાપનું જોઈ તેમનાં બાળકોના મનનું વલણ પણ ઉદ્યોગ તરફ વળશે.

શિક્ષકોએ પોતાના ધંધામાં કુશળ થવાને માટે ઉદ્યોગી થવાની ખાસ જરૂર છે. તેમણે હમેશાં નવું જ્ઞાન મેળવવાનો પ્રયત્ન ચાલુ રાખવો જોઈએ. વળી પોતાનું કર્તવ્ય બજાવવામાં પણ શિક્ષકે આળસ કરવું ન જોઈએ. શિક્ષકનું વર્તન શિષ્યો ઉપર સચોટ અસર કરે છે, અર્થાત્ આળસુ શિક્ષકના શિષ્યો આળસુ, અને ઉદ્યોગી શિક્ષકના શિષ્યો ઉદ્યોગી હોય છે. શિક્ષકે પોતાના વર્તનથી અને શિક્ષણથી શિષ્યોનાં અંતઃકરણ ઉપર એવી

દઢ છાપ પાડવી, કે તેઓ આળસને ધિક્કારે અને ઉદ્યોગને આદરે.

છેવટે એટલું કહેવું અગત્યનું છે, કે આળસુ માણસે કીડીઓના દર પાસે અથવા મધમાખીના મધપૂડા પાસે જઈને બારીક અવલોકન કરવું: અને તે જંતુઓને ગુરુ બનાવી તેમની પાસેથી ઉદ્યોગનું શિક્ષણ લેવું.

---

## કર્તવ્યભ્રષ્ટ માળીને ઉપાલમ્ભ.

### ઝિંઝોટી.

રસભેદુ માળીડા તું કાં,
સિંચે ના રસધાર?
દયા પ્રીતિ દૂર ધરીને,
દિલ નિષ્ઠુર કરીને;
સુકવે કાં વાડી નાજુકડી,
કર શાને તું ખુવાર? રસભેદુ—
નિજ કર્તવ્ય તજીને,
પ્રતિજ્ઞા વિસરીને;
તુજ પાલે પોષીની કાં,
કરતો ના દરકાર? રસભેદુ—
પ્રભુડર દૂર કરીને,
મદ હ્રદયે ભરીને;
'પ્રભુ કરશે ન્યાય મારો' એ,
કરતો ના કાં વિચાર? રસભેદુ—
પ્રમાદને પરહરીને,
ઉઠ કર્તવ્ય સ્મરીને;
જેને આ વિશ્વ ઓસે છે,
સુણ શાને ધીટકાર? રસભેદુ—

સાકરલાલ પુરૂષોત્તમ શુકલ.

---

# વાતાવરણની વિદ્યુત્.

( મિ. રામજી કુબેરદાસ ગણાત્રા, અમદાવાદ. )

( ચાલુ પુ. ૫૩, પૃ. ૩૪૭ થી).

**આકાશમાંથી પડતી વિદ્યુત્‌ની અસર**—વીજળી પડવાથી ઘણી વાર ભારે નુકસાન થાય છે. મોટાં મકાનોને તે તોડી નાખે છે, શીઘ્ર સળગી ઊઠનારી વસ્તુઓને તે સળગાવી મૂકે છે, ધાતુઓને તાવી નાખે છે, અને એવી બીજી રીતે ઘણું નુકસાન કરે છે. એક વખત ઇંગ્લંડના કૉર્નવૉલ પ્રાંતમાં વીજળી પડવાથી ૨૬ ટનના વજનની ચુનાની દિવાલ એમને એમ પોતાની જગાએથી ૯ ફુટ ખસી ગઈ હતી. 'સર જૉન હર્શલ' એ બનાવના કારણમાં એમ જણાવે છે, કે વિદ્યુત્ પડવાથી ઘણીજ ગરમી પેદા થાય છે. એ ગરમીથી હવા અતિશય પ્રફુલ્લિત થાય છે; અને એમ થવાથી તે પોતાના જોસથી માર્ગમાંની વસ્તુઓને નુકસાન પહોંચાડે છે. કોઈક વાર વીજળી પડવાના સ્થળથી દૂર ઊભેલા માણસના પણ પ્રાણ જાય છે. આનું કારણ એવું છે, કે વાદળાંમાં જ્યારે અમુક જાતની વિદ્યુત્ મોટા પ્રમાણમાં એકઠી થાય છે, ત્યારે તે જમીન પરની પોતાનાથી વિરુદ્ધ જાતની વિદ્યુત્-ને પોતાની સામે ખેંચે છે. તે સામે એવી રીતે નથી ખેંચાતી કે જેથી માત્ર વાદળાંની બરાબર સીધી દિશામાં આવેલી જમીન પરનીજ વિદ્યુત્ ખેંચાય, પરન્તુ તે એવી રીતે ખેંચે છે, કે વાદળાંની સીધી દિશામાં નીચે આવેલી જમીનની આસપાસની જગા પરની પણ વિદ્યુત્ સપાટી પર ખેંચાઈ રહે છે. આ કારણથી એ આસપાસની જગામાં કોઈ મનુષ્ય હોય, તો તેમાં પણ તેની ઉપરની સપાટી પર વાદળાંથી વિરુદ્ધ જાતની વિદ્યુત્ ખેંચાઈ રહે છે. હવે વાદળાંની અને તેની નીચેની જમીનની બન્ને વિદ્યુત્ જ્યારે મળી જાય છે, ત્યારે આસપાસની જગા પરના ઊભેલા મનુષ્યની ઉપલી સપાટી પર-મસ્તક પર આવી ખેંચાઈ રહેલી વિદ્યુત્‌ને કોઈ ખેંચી રાખનાર વિદ્યુત્ સામે વાદળાંમાં ન હોવાથી એ એકઠી થયલી વિદ્યુત્ પાછી શરીરમાં પ્રથમ પ્રમાણે ભેળસેળ હાલતમાં આવી જાય છે. એ ભેળ-સેળ હાલતમાં આવતાં તેના ધક્કાથી-આચકાથી ઊભેલા માણસના પ્રાણ નીકળી જાય છે. વીજળી જ્યારે લોઢા પર પડે છે, ત્યારે તે લોઢામાં લોહચુંબકની અસર આવે છે.

**વિદ્યુત્પતન પછી હવાનું સ્વચ્છ થવું**—જમીન પર વીજળી પડ્યા પછી એક અજાયબ જેવી વાસ આવે છે. એ વાસ 'ઑઝોન' નામની એક ગૅસની હોય છે. વિદ્યુત્‌ના પડવાથી હવામાંનો ઑક્સિજન ગૅસ ઘણો સંકોચાય છે–ઘટ બને છે. એ ઘટ થયલો ઑક્સિજન ગૅસ તેજ ઑઝોન. દુર્ગંધને દૂર કરનારા જેટલા પદાર્થો જણાયા છે, તેમાં ઑઝોન સર્વથી શ્રેષ્ઠ છે. કોઈ પણ પ્રકારની બદબો સાથે મળી જવાનો તેનામાં ભારે ગુણ છે. બદબો સાથે તે મળી જવાથી બન્નેનો નિર્દોષ સંયુક્ત પદાર્થ ઉત્પન્ન થાય છે. જે જગાની હવામાં ઑઝોન વધારે હોય છે, તે જગાના મનુષ્યોનું આરોગ્ય વધારે હોય છે. ગામડાંની, સમુદ્રની, અને પહાડો પરની હવા વિશેષ આરોગ્યપ્રદ હોવાનું કારણ એ છે, કે તેમાં ઑઝોન વધારે હોય છે.

**વિદ્યુત્પ્રસારક સળીઓ**—ફ્રૅંકલિનના પતંગના પ્રયોગથી વાતાવરણની વિદ્યુત્‌નું કંઈક જ્ઞાન મેળવી ઇ. સ. ૧૭૫૫માં વીજળીથી ઇમારતોનો નાશ થતો અટકાવવાને મકાનો ઉપર ધાતુનો સળીઓ ગોઠવવાનો વિચાર કેટલાક વિદ્વાનોને સૂઝ્યો. તેઓએ વિચાર્યું, કે ઇમારતને તોડી નાખી વિદ્યુત્ એક ક્ષણમાં લાખો રૂપીઆનું ભારે નુકસાન કરી નાખે છે,. તેના કરતાં ધાતુનો કોઈ વિદ્યુદ્વાહક સળીઓ ભોંયમાં ઉતારી ઇમારત સાથે જોડી દઈ ઇમારતથી કંઈક ઊંચો રાખ્યો હોય, તો વિદ્યુત્ તેની મારફતે જમીનમાં ચાલી જઈ ઇમારતને નુકસાન કરી શકે નહિ. તેમનો એ વિચાર પ્રયોગસિદ્ધ થઈ ખરો પડ્યો, અને મૂલ્યવાન્ તથા મનોહર ઇમારતોનો અને તેની કારીગરીનો વિદ્યુત્‌ના ઝપાટાથી એક ક્ષણમાં નાશ થઈ જતો ત્યારથી અટક્યો. વિદ્વાનોને પછીથી અવલોકન કરતાં માલમ પડ્યું, કે સળીઓ વિદ્યુત્‌ને પોતાની મારફતે જમીનમાં ઉતારી દે છે, એટલુંજ કામ કંઈ બજાવતો નથી, પરન્તુ વિદ્યુત્‌ને હંમેશાં સમતોલ હાલતમાં રાખવાનું અતિ અગત્યનું કામ પણ તે બજાવે છે. ધારો, કે પૉઝિટિવ વિદ્યુત્‌થી ભરેલું એક વાદળું ઊંચે ઉત્પન્ન થયલું છે. એ પોતાની શક્તિથી પોતાની નીચેની જમીનની સપાટી પર, અને એ જમીન પર આવેલાં ઉચાં મકાનોની સપાટી પર નૅગેટિવ વિદ્યુત્‌ને પોતાની તરફ ખેંચશે. મકાનોની સપાટી પર એકઠી થયલી નૅગેટિવ વિદ્યુત્ મકાન પર વિદ્યુદ્વાહક સળીઓ ન હોય તો છેવટ વધારે પ્રમાણમાં એકઠી થઈ ઉપરની પૉઝિ-

ટિવ સાથે મળી જશે, અને મકાનનો નાશ થશે; પરન્તુ જો વિદ્યુત્વાહક સળીઓ હોય, તો એ મકાનની સપાટી પર નેગેટિવ વિદ્યુતનો સંચય ન થતાં ધીમે ધીમે તે વાતાવરણમાં સળીઆની અણી મારફતે ફેલાઈ જવા માંડશે. કેમકે વિદ્યુતનો એક નિયમ છે, કે તે અણીદાર વસ્તુ મારફતે વાતાવરણમાં સહેલાઈથી ચાલી જાય છે. અણીદાર વિદ્યુદ્વાહક સળીઆને લીધે જ્યારે મકાનની સપાટી પર વિદ્યુત્ એકઠી થવાજ પામતી નથી, ત્યારે સામેની વિરુદ્ધ જાતિની વિદ્યુતનું જોર પણ નરમ પડી જાય છે, કારણ કે એ પણ એક વિદ્યુતનો નિયમ છે, કે બે વિરુદ્ધ જાતિની વિદ્યુત્ પરસ્પર એક બીજાને આકર્ષે છે, અને જોર પર આવે છે. આથી વાદળાંમાંની વિદ્યુતને આકર્ષનાર વિરુદ્ધ જાતિની વિદ્યુત્ મકાનની સપાટી પર ન હોવાથી વાદળાંમાંની વિદ્યુતનો વધારે સંચય થવા પામતો નથી. આ પ્રમાણે ઇમારતો ઉપરના અણીદાર વિદ્યુત્પ્રસારક સળીઆ ઇમારતોની સપાટી પર વિદ્યુત્ એકઠી થવા દેતાજ નથી, અને ઇમારતોનો નાશ થતો અટકાવે છે. મકાનની સપાટી પરથી વિદ્યુત્ અણીદાર સળીઆ મારફતે વાતાવરણમાં ફેલાઈ જાય છે, તેમ છતાં કદાચ વીજળી પડે, તો તે અણીદાર સળીઆ મારફતે મકાનને ઇજા કર્યા સિવાય જમીનમાં ચાલી જાય છે.

**વિદ્યુત્પ્રસારક સળીઆની ગોઠવણ**—સામાન્ય રીતે વિદ્યુત્પ્રસારક સળીઆ તાંબાના કે લોઢાના રાખવામાં આવે છે. એ સળીઆને જમીનની સાથે તાંબાના કે લોઢાના તારથી જોડી દેવામાં આવે છે. એ તારને જમીનમાં છેક ઊંડો દાટવામાં આવે છે. તારના છેડાને કુવામાં અથવા કોઈ ભિનાશવાળી જગામાં ઉતારવો એ વધારે સલામત છે. કારણ કે ભિનાશવાળી જગામાં વિદ્યુતનો પ્રસાર જલદીથી થાય છે. વળી એવી જગામાં તારના છેડાની બે ત્રણ શાખા કરી તેને અંદર ઉતારવી એ ઘણું સારૂં છે; કેમકે તેથી વિદ્યુતનો પ્રસાર એ જગામાં ઘણી સહેલથી થઈ જાય છે. જો ઈમારતની પડોશમાં કુવો કે એવી કોઈ ભિનાશવાળી જગા ન હોય, તો લગભગ ૭ સાત વાર એક ઊંડો ખાડો ખોદી તેમાં તારના છેડાને ઉતારવો અને પછી એ ખાડાને રાખોડી અથવા કોલસાના ભૂકાથી પૂરી નાખવો. એમ થવાથી વિદ્યુત્ તેમાં જલદીથી પ્રસરે છે.

પ્રયોગો પરથી એમ માલમ પડયું છે, કે ઇમારત પર ગોઠવેલો વિદ્યુત્પ્રસારક સળીઓ ઇમારતની સપાટીથી પોતાની ઉંચાઈના લગભગ

અમણા વિસ્તારની આસપાસની જગાનો વિદ્યુતથી બચાવ કરી શકે છે. ધારો, કે ૩૨ ફુટ લાંબી ઇમારતની મધ્યમાં મકાનની સપાટીથી ૮ ફુટ ઉંચો એક સળીઓ ગોઠવ્યો છે, તો એ સળીઓ ૮ × ૨ = ૧૬ ફુટ એક તરફની જગાનો ને ૧૬ ફુટ બીજી તરફની જગાનો એટલે આખા મકાનનો બચાવ કરી શકશે.

### વિદ્યુત્પ્રસારક સળીઓ ગોઠવવામાં રાખવી જોઈતી સાવચેતી—

એ સળીઓ ગોઠવવામાં નીચેની સાવચેતી ધ્યાનમાં રાખવાની છેઃ—

૧. એ સળીઓ પૂરતી રીતે જાડા અને પહોળા હોવા જોઈએ કે જેથી વીજળીનો પ્રવાહ તેમાંથી પસાર થતી વખતે તે પીગળી શકે નહિ.

૨. સળીઆનો ઉપલો છેડો ઘણો અણીદાર રાખી એવા ત્રણ ચાર છેડા ત્યાં રાખવા જોઈએ, કે જેથી મકાન પર એકઠી થયલી વિદ્યુત્ ત્વરાથી વાતાવરણમાં ભેળાઈ જાય.

૩. એ સળીઓ અને તેની સાથે જોડેલો જમીનમાંનો તાર એ બરાબર સંધાનયુક્ત હોવા જોઈએ. જો તેમનો સંબંધ વચમાં કોઈ ઠેકાણેથી તૂટેલો હોય તો વીજળી પડવાથી જેટલું નુકસાન થાય તેના કરતાં એવા ખામી ભરેલા તારથી વધારે થાય છે.

૪. જે ઇમારત પર એ સળીઓ ગોઠવેલો હોય તે ઇમારતમાં જો ધાતુનો કોઈ મોટો ભાગ હોય—જેમકે ધાતુનાં છાપરાં વગેરે, તો તે સઘળા ભાગને નીચેના તાર મારફતે સળીઆ સાથે જોડી દેવો જોઈએ. જો એમ કરવામાં ન આવે તો ક્વચિત્ વિદ્યુતના ચમકારા થઈ અકસ્માત્ થાય છે.

---

## જાહેર ખબર.

ઉ. ભા. ના મે. એ. ઇ. સાહેબના તા. ૨૬ મી સપ્ટેંબર ૧૯૧૪ના હુકમ નં. ૬૩૫૦ ઉપરથી.

કેળવણીખાતાના ડિરેક્ટર સાહેબે ગુજરાતી 'આરોગ્યવિદ્યા'ની પાંચમી વચગાળાની આવૃત્તિ નિશાળોમાં તથા લોકોના ઉપયોગ માટે આપવાની મંજુરી આપી છે.

R. P. Godbole,

એ ( ઇ)

## જાહેર ખબર.

મે. ઉ. ભા. ના એ. ઇ. સાહેબના તા. ૧૬મી સપ્ટેંબર ૧૯૧૪
ના હુકમ નં. ૫૯૫૬ ઉપરથી.

અમદાવાદની પુરુષો માટેની પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજમાં તથા અમદાવાદની રણછોડલાલ છોટાલાલ હાઇ સ્કૂલમાં "ખાન સાહેબ જાન મહમદ સ્કૉલરશિપ અને પ્રાઇઝ ફંડ"ની વ્યવસ્થાસંબંધી યોજના:—

૧. એ સ્કૉલરશિપ "ખાન સાહેબ જાન મહમદ સ્કૉલરશિપ" કહેવાશે.

૨ મહીકાંઠા એજન્સિનો જે મુસલમાન વિદ્યાર્થી અમદાવાદની પુરુષો માટેની પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષામાં એજન્સિના મુસલમાન વિદ્યાર્થીઓમાં સૌથી ઊંચે નંબરે આવશે અને જેને સદરહુ કૉલેજના પહેલા વર્ષના વર્ગમાં દાખલ કરવામાં આવશે તેને ગવર્ન્મેન્ટ પેપર્સમાં રોકેલા રૂ. ૧૮૦૦ ) ની રકમના વ્યાજમાંથી દર મહીને રૂ. ૫ ) ની સ્કૉલરશિપ આપવામાં આવશે.

૩. એવો વિદ્યાર્થી કોઈ નીકળી નહિ આવે, તો એ સ્કૉલરશિપ મહીકાંઠા એજન્સિનો જે મુસલમાન વિદ્યાર્થી એ કૉલેજના ત્રણે વર્ષના વર્ગોમાંથી કોઈમાં પણ ભણતો હશે અને જેને પૈસાની તંગી હશે તેને આપવામાં આવશે.

૪. સારી ચાલચલગત અને સંતોષકારક અભ્યાસની હંમેશની શરતે એ સ્કૉલરશિપ એક વરસ સુધી ચાલશે. તે વિદ્યાર્થીને બીજી કોઈ સ્કૉલરશિપ મળતી હશે, તો તે ઉપરાંત આ સ્કૉલરશિપ તેને આપવામાં આવશે.

૫. આ સ્કૉલરની પસંદગીનો આધાર ઉત્તર ભાગના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની મંજુરીથી કૉલેજના પ્રિન્સિપલ સાહેબ ઉપર રહેશે.

૬. જો પ્રિન્સિપલ સાહેબ એવો રીપોર્ટ કરશે કે ઉપલી શરતો પૂરી પાડે એવો કોઈ મુસલમાન વિદ્યાર્થી નથી, તો એ સ્કૉલરશિપની વ્યવસ્થા નીચે પ્રમાણે થશે;—

(અ) મહીકાંઠા એજન્સિનો જે ગરીબ અને લાયક વિદ્યાર્થી અમદાવાદની રણછોડલાલ છોટાલાલ હાઇ સ્કૂલના કોઈ પણ ધોરણમાં ભણતો હશે તેને એ સ્કૉલરશિપ આપવામાં આવશે.

(ब) જો નિયમ ૨ તથા ૩ માં બતાવ્યા મુજબનો અમદાવાદની પુરુષો માટેની પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાંથી કોઈ વિદ્યાર્થી નહિ નીકળી આવે, તો ઉપલાજ વિદ્યાર્થીને એ સ્કૉલર્શિપ એક વરસ વધારે આપવાનું ચાલુ રાખવામાં આવશે.

(क) જો મહીકાંઠા એજન્સિમાંથી કોઈ પણ મુસલમાન વિદ્યાર્થી નહિ નીકળી આવે, તો એ સ્કૉલર્શિપ કોઈ પણ જિલ્લાના મુસલમાન વિદ્યાર્થીને આપવામાં આવશે. જે વિદ્યાર્થી સૌથી ઊંચા ધોરણમાં ભણતો હશે તેને પહેલો પસંદ કરવામાં આવશે.

(ड) અમદાવાદની રણછોડલાલ છોટાલાલ હાઇસ્કૂલમાં એ સ્કૉલરની પસંદગીનો આધાર સદરહુ સ્કૂલના હેડ માસ્તર સાહેબ ઉપર રહેશે.

૭. જો કંઈ પ્રાસંગિક ખર્ચ કરવો પડે તો તે તથા સ્કૉલર્શિપનો ખર્ચ બાદ કરતાં જો કંઈ બચત રહેશે, તો જે મુસલમાન વિદ્યાર્થી અમદાવાદની પુરુષો માટેની પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજની ત્રીજા વર્ષની પરીક્ષામાં મુસલમાનોમાં સૌથી ઊંચે નંબરે આવશે તેને ઇનામ આપવામાં એ બચતનો ઉપયોગ કરવામાં આવશે; અલબત જો મહીકાંઠા એજન્સિનો સ્કૉલર હશે તો તેને પહેલો પસંદ કરવામાં આવશે. એવો સ્કૉલર નહિ નીકળી આવે તો સદરહુ કૉલેજનો બીજા અથવા પહેલા વર્ષનો જે મુસલમાન વિદ્યાર્થી ઉપર કહ્યા પ્રમાણે સૌથી ઊંચે નંબરે આવશે તેને એ ઇનામ આપવામાં આવશે; મહીકાંઠા એજન્સિના વિદ્યાર્થીને અને પહેલા વર્ષ કરતાં બીજા વર્ષના વિદ્યાર્થીને પહેલો પસંદ કરવામાં આવશે. આ પસંદગીનો આધાર કૉલેજના પ્રિન્સિપલ સાહેબ ઉપર રહેશે.

૮. કૉલેજમાંથી યોગ્ય સ્કૉલર નહિ નીકળે, તો અમદાવાદની રણછોડલાલ છોટાલાલ હાઇસ્કૂલનો કોઈ પણ મુસલમાન વિદ્યાર્થી તે સ્કૂલની વાર્ષિક પરીક્ષામાં એકજ ધોરણના મુસલમાન વિદ્યાર્થીઓમાં સૌથી ઊંચે નંબરે આવશે તેને એ ઇનામ આપવામાં આવશે; સૌથી ઊંચા ધોરણના વિદ્યાર્થીને પહેલો પસંદ કરવામાં આવશે.

૯. કૉલેજ અથવા હાઇ સ્કૂલમાંથી સ્કૉલર્શિપ તથા ઇનામને માટે લાયક વિદ્યાર્થીઓ નહિ મળી આવે, તો ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબને ઉત્તમ લાગશે તેવી કોઈ પણ સ્કૂલમાં એ રકમનો ઉપયોગ કરવામાં આવશે.

## જાહેર ખબર.

મે. ઉ. ભા. ના એ. ઇ. સાહેબના તા. ૨૨ મી સપ્ટેંબર ૧૯૧૪ ના હુકમ નં. ૬૧૮૫ ઉપરથી.

## જોઈએ છે.

### પંચમહાલ જિલ્લાની લોકલબોર્ડ નિશાળો માટે.

૧ ૧૮ ના વર્ષની શિક્ષિત સ્ત્રીશિક્ષકો અને ધોરણ ૬ કે ૫ ઉત્તીર્ણ થયલી બાઈઓ. તેમના ધણી કે ભાઈને માટે લાયકાત મુજબ ગોઠવણ કરવામાં આવશે.

૨ વર્નાક્યુલર ફાઇનલ પાસ થયલા શિક્ષકો.

### રેવાકાંઠા એજન્સિનાં રાજ્યોની નિશાળો માટે.

૧ ૧૮ ના વર્ષની શિક્ષિત સ્ત્રીશિક્ષકો અને ધોરણ ૬ કે ૫ ઉત્તીર્ણ થયલી બાઈઓ. તેમના ધણી કે ભાઈને માટે લાયકાત મુજબ ગોઠવણ કરવામાં આવશે.

૨ ૧૮ના વર્ષના શિક્ષિત પુરુષશિક્ષકો.

૩ વર્નાક્યુલર ફાઇનલ પાસ થયલા શિક્ષકો.

૪ મૅટ્રિક્યુલેશન કે સ્કૂલ ફાઇનલ પસાર થયલા શિક્ષકો.

*ટીપઃ*—રાજ્યોની શાળાઓના નોકરોને જિલ્લા માફક રજા, પેન્શન, ગ્રેચ્યુઈટી વગેરે સિવિલ સર્વિસ રેગ્યુલેશન્સ મુજબ આપવામાં આવે છે.

સૂચનાઃ—અરજદારે પોતાનું આખું નામ, ઠેકાણું, ટપાલનું ગામ, જ્ઞાતિ, ઉમર, પસાર કરેલી પરીક્ષા, કોઈ જગાએ નોકરી કરી હોય તો તે શાથી છોડી વગેરે જણાવવું, અને અરજી સાથે કેળવણીની છેલ્લી સંસ્થાનું અભ્યાસ, કામ, અને વર્તણુક માટેનું પ્રમાણપત્ર કે તેની નકલ મોકલવી. બની શકે તો રૂબરૂમાં મળી જવું કે પગાર વગેરેનો પૂરતો ખુલાસો થઈ શકે.

ગોધરા. B. N. Desai,
તા. ૧૯મી સપ્ટેમ્બર ૧૯૧૪. ડે. એ. ઇ. પં. રેવાકાંઠા.

## જાહેર ખબર.

**મે. ઉ. ભા. ના એ. ઇ. સાહેબના તા. ૨૨મી સપ્ટેંબર ૧૯૧૪ ના હુકમ નં. ૬૨૧૦ ઉપરથી.**

ગુજરાતી શાળાઓ માટે મંજૂર થયલી નીચલી ચોપડીઓની યાદી સર્વની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છેઃ—

| નંબર. | પુસ્તકનું નામ. | જે ભાષામાં પ્રસિદ્ધ થયું હોય તેનું નામ. | જેને માટે મંજુર થયું હોય તે. | કિંમત. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| ૧ | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ, અમદાવાદ "સાઠીના સાહિત્યનું દિગ્દર્શન," ડી. પી. દેરાસરીનું. | ગુજરાતી. | ગુજરાતી પ્રાથમિક અને ઍંગ્લોવર્નાક્યુલર શાળાઓની લાઇબ્રરિ માટે. | ૦—૧૨—૦ | |
| ૨ | ત્રિવેદી બી. જી. પી. ભરોલે. "રાજ્યભક્તિ યાને વફાદારી," જે. એમ. મહેતાનું. | " | " | ૧—૦—૦ | |
| ૩ | ત્રિવેદી એમ. એમ. અમદાવાદ "શ્રીમદ્‌ભગવદ્‌ગીતાદિ પંચરત્નો," | " | " | ૦—૬—૦ | |
| ૪ | લૉંગમૅન્સ, ગ્રીન, મુંબઈ. "હિંદુસ્તાનકી તારીખી કહાનીયાં, સલા સોહનલાલનું. | ઉર્દુ | ઉર્દુ શાળાઓમાં ઇનામ તથા લાઇબ્રરિ માટે. | ૦—૬—૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| | મીર અસગર અલી, હૈદ્રાબાદ, દક્ષિણ "બહરૂલ હિકમત" | ઉર્દુ | ઉર્દુ શાળાઓમાં ઇનામ તથા લાયબ્રરિ માટે. | ૦–૧૦–૦ |
| ૬ | મૌલવી અબ્દુલ્લાખાન, લાહોર "અજીબ વ ગરીબ લતીફે, ભાગ ૧." | " | ઉર્દુ શાળાઓમાં ઇનામ માટે | ૦–૦–૬ |
| ૭ | " ગુલદસ્તએ મઝામીન, ભાગ. ૨." | " | ઉર્દુ શાળાઓમાં ઇનામ તથા લાઇબ્રરિ માટે | ૦–૬–૦ |
| ૮ | " " ભાગ, ૩. | " | " | ૦–૬–૦ |
| ૯ | "હિકાયતે અજીબ." | " | ઉર્દુ શાળાઓમાં ઇનામ માટે | ૦–૪–૦ |
| ૧૦ | "કારવાન" | " | ઉર્દુ શાળાઓમાં ઇનામ તથા લાઇબ્રરિ માટે | ૦–૬–૦ |
| ૧૧ | "મશાહીરે આલમ" | " | " | ૦–૧૨–૦ |
| ૧૨ | "શેખે ઇસ્કંદરિઆ ઔર ઉસ્કા ગુલામ" | " | " | ૦–૫–૦ |

ઑફિસ ઑવ્ ધિ ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રકશન,
પૂના, ૧૮ મી સપ્ટેંબર ૧૯૧૪.

A. L. Covernton,
ડે. ડિ. ઑ. પ. ઇ.

## ઇનામપત્રક.

### પંચમહાલ-રેવાકાંઠા વિભાગ.

માંડવા—જેઠાલાલ ઉલ્લાસરામ જોષી રૂ. ૧૩-૮-૦ પરબમાં પ્યાલા વગેરે. સુંથરામપુર—કન્યાશાળા મિસ. આયમાય પાલનજી એન્જીનીયર રૂ. ૩) હોલ્ડર તથા અંગુઠીઓ.

### રાજપીપળા સ્ટેટ.

લાછરસ—કન્યાશાળા. પા. રણછોડભાઈ મકનભાઈ રૂ. ૨૩), પટેલ ઓધવભાઈ ગોવિંદભાઈ રૂ. ૧૧-૧૩-૦ પ્યાલા.

### કાઠિયાવાડ વિભાગ.

લતીપુર—મીસ્ત્રી જીવા સેંઘા તથા જીવા દુધા રૂ. ૫) ઇનામ.

### મહિકાંઠા વિભાગ.

ડભોડા—રા. જમીઅતરામ લક્ષ્મીરામ પંડિત રૂ. ૨૭-૩-૬ પુસ્તકો મીઠાઈ. ઘોડાસર—ભગત મોહનભાઈ છગનલાલ રૂ. ૧૬) સ્કુલ જમાડી. **ખડાલનાની**—પા. ફકીરભાઈ મથુરભાઇ રૂ. ૮) ઘડીઆળ તથા પતાસાં જુદાં જુદાં ગૃહસ્થો રૂ. ૪-૮-૦ તથા બાઈ જીજી પા. દાજી ધર્મદાસની વિધવા રૂ. ૬-૪-૦ સ્કૂલ જમાડી.

### ભરૂચ વિભાગ.

ગજેરા—પા. નારણભાઈ મનોરભાઇ તથા શીવાભાઇ વાઘજીભાઇ રૂ. ૨૫) પિત્તળના પ્યાલા તથા મીઠાઈ. પટેલ લલ્લુભાઈ ભાઈજીભાઈ રૂ. ૧૦) વાડકીઓ તથા સાકર. **ભેરસમ**-પટેલ ઝવેરભાઇ દાભાઈ રૂ. ૧૨।। સ્કૂલ જમાડી. **આસરમા**-જુદા જુદા ગૃહસ્થો રૂ. ૩-૮-૦ કાપડ તથા મીઠાઈ. **ટંકારી**-ગામલોકો રૂ. ૧૦-૨-૦ કાપડ તથા મીઠાઈ. **કરમાડ**-પા. હરિભાઇ અંબેચરભાઇ રૂ. ૭-૮-૦ ઘડીયાળ. પા. મથુરભાઇ ગરબડભાઇ રૂ. ૧૨) ઇનામ. **ભેરસમ**-બાઈ રેવા પા. રઘનાથ નથુની વિધવા રૂ. ૮-૧૨-૦ સ્કૂલ જમાડી. **હલુબી**-પા. જીભાઇ ગીરધર તથા હાથીભાઈ નાથાભાઇ રૂ. ૪) પતાસા. ગજેરા-કન્યાશાળા. પા. નાગજીભાઈ ગોવિંદભાઈ રૂ. ૧૫) પ્યાલા તથા સાકર.

## અમદાવાદ વિભાગ.

**આંબલીઆળા.** સ્કૂલ કમિટીના મેમ્બરો રૂ. ૪–૮–૦ પુસ્તકો વહેંચી. **ગાંફ.** પા. કાશીભાઇ જોધભાઇ રૂ. ૩–૪–૦ કાપડ તથા મિઠાઇ. **ચાંદએડા.** સ્કૂલ કમિટી રૂા. ૭–૭–૬ પુસ્તકો કાપડ તથા મિઠાઇ. **સીણજ.** ગામલોકો રૂા. ૫) સાકર. **સાણોદર.** મિશન સ્કુલ દરબાર શ્રી સગરામજી ગોહભાઈ રૂ. ૧૦–૧૨–૦ સ્કુલ જમાડી. **ગત્રાડ.** વાઘેલા. ગગજી નાથજી રૂ. ૭) સ્કુલ જમાડી. **વહેલાળ.** કન્યાશાળા. દેશાઇ ડાહ્યાભાઈ વેણીદાસ રૂા. ૮–૭–૦ પ્યાલા વહેંચ્યા. **અમદાવાદ** મ્યુ. સ્કુ. નં. ૩૬ અંત્યજ કોમના આગેવાન ગૃહસ્થો રૂા. ૫) ઈનામ. **કમળેજ.** જોશી હરગોવિંદ હરિભાઇ રૂા. ૨૫) સ્કુલ જમાડી વેણીરામ લવજી જોશી રૂ ૧૧–૬–૦ ઇનામ **તણસા.** મણીશંકર મહાદેવ તથા ભીમજી રામજી રૂા. ૩)ની સાકર **નાનાકેિભદા.** ગામના ગૃહસ્થો રૂા. ૧૩) સ્કુલ જમાડી તથા પુસ્તકો આપ્યાં. **કોઠ.** સુખલાલ કેવળદાસ રૂા. ૪) પતાસાં **હીરાપુર** કન્યાશાળા સોમાભાઇ ગલાભાઇ રૂા. ૨૦) પ્યાલા તથા મિઠાઇ. **માંડળ.** જુદા જુદા ગૃહસ્થો રૂ. ૧૦) પતાસાં. **કમળેજ.** શા. કરસન રામજી રૂ. ૩) સાકર. **વાડજ.** ગામ લોકો રૂા. ૫) ઇનામ. **સાણોદા.** ચમાર ગલા ગંગા રૂા. ૩) તથા વણકર ભગા રણછોડ રૂા. ૪) સ્કુલ જમાડી. **જેતપુર.** શેઠ મહાસુખભાઇ ફુલચંદ રૂા. ૩), ગામ લોક રૂા. ૩) ઇનામ **વનપરડી.** સ્કુલ કમિટીના મેમ્બરો રૂા. ૧૦) સ્કુલ જમાડી **નરોડા.** શા. બાબરભાઇ પાનાચંદ રૂ. ૩–૮–૦ પતાસાં.

## ખેડા વિભાગ.

**ઉમરેઠ** શાહ ચુનીલાલ વણારસી રૂ. ૩૦) સ્કુલ જમાડી. **રાસ.** કન્યાશાળા પા. ભીખાભાઈ મૂળજીભાઇ રૂા. ૭–૧૨–૦ પ્યાલાં. **કુંજરાવ.** પા. ગરબડ ભાઇજી રૂા. ૨૫–૩–૦ તથા પા. છોટાભાઇ ખુશાલભાઇ રૂા. ૨૫–૩–૦ કાપડ પતાસાં તથા સંગ્રહસ્થાન સારૂ સાહિત્યો. **ભાળેજ.** કન્યાશાળા. શા. મનસુખલાલ ચુનીલાલ રૂા. ૫) વાડકીઓ તથા મિઠાઇ. **નિસરાયા.** પા. ખોડાભાઇ કાલીદાસ રૂા. ૧૮) પા. ધોરીભાઇ નરોતમદાસ રૂા. ૨૧) પા. દેશાઈભાઇ રેવનદાસ રૂા. ૨૧) પા. આશાભાઈ ગોપાળભાઈ રૂા. ૧૫) અને બાઇ જમના પા. ગોકળભાઈ રણછોડની વિધવા રૂા. ૧૫) સ્કુલ જમાડી, પ્યાલા તથા કાપડ આપ્યાં. **નાવલી.** પા. ફુલાભાઇ કાળુ-

ભાઇ રૂ. ૨૪) પા. કુલાભાઇ શંકરભાઇ રૂ. ૧૦) પા. વલ્લવભાઈ ભાઇલાલ, ભાઇલાલ સોમાભાઇ તથા ભાઇલાલ જેઠાભાઇ રૂ. ૪૨) પા. લલ્લુભાઇ કાલીદાસ રૂ. ૨૧), દેસાઇ સોમાભાઇ મથુરભાઇ રૂ. ૧૬) પા. રણછોડભાઇ ખુશાલભાઇ રૂ. ૨૧) તથા ગોવિંદભાઇ ભાઇલાલ રૂ. ૨૫) પ્યાલા વાડકીઓ તથા કાપડ. **લીંગડા.** બાલાજી કુબેરભાઇ પટેલ રૂ. ૧૨), મોતીગર લક્ષ્મણગર ગોંસાઇ રૂ. ૬), જીવાભાઈ જેગંગભાઇ પટેલ રૂ. ૬) ઝવેરભાઇ ગોકલભાઇ પટેલ રૂ. ૨૧) તથા સોમાભાઇ ગીરધરભાઇ પટેલ રૂ. ૨૧) સ્કુલ જમાડી, સંગ્રહસ્થાન માટે નાણું આપ્યાં. **પીપળાવ.** પટેલ નાથાભાઇ ઓધવદાસ રૂ. ૫૫), સોમાભાઇ લલ્લુભાઇ સુથાર રૂ. ૫૫) મહીજીભાઇ ભાઇલાલ રૂ. ૫૫), ગામ લોકો રૂ. ૨૩-૮-૦ સ્કુલ જમાડી તથા સંગ્રહસ્થાનમાં મદદ આપી. **દાવોલ.** કન્યાશાળા. પા. નાથાભાઇ મેકનદાસ રૂ. ૩૦) ઓઢણીઓ આપી. **દેદરડા.** ડાહ્યાભાઇ ગીરધરભાઇ પટેલ રૂ. ૧૧-૮-૦ તથા ખુશાલભાઇ મોરારભાઇ રૂ. ૪-૮-૦ મીઠાઇ, **ખડાળ,** (નાની) પા. ફકીરભાઇ મથુરભાઇ રૂ. ૮) ઘડીઆળ તથા પતાસાં. અમીન નાથાભાઇ વગેરે રૂ. ૪-૮-૦ તથા બાઇ જીજી પા. દાજીભાઇ ધર્મદાસની વિધવા રૂ. ૬-૪-૦ સ્કુલ જમાડી. **નાપાડ.** કન્યાશાળા. પા. કેશવદાસ માધવદાસ રૂ. ૧૫) પ્યાલા પા. નરસીંહ મનોરભાઇ રૂ. ૧૦) વાડકીઓ પા. મોતીલાલ ભીખાભાઇ રૂ. ૨૭-૮-૦ પ્યાલા, પા. નારાયણભાઇ નરસીંહભાઇ રૂ. ૧૫) ઓરણાં પા. મંગલભાઇ ગલાભાઇ રૂ. ૨૦) વાડકીઓ તથા પા. પરસોતમ મીઠાભાઇ રૂ. ૧૫) વાડકીઓ.

**ભાળજ.** કન્યાશાળા શા. ગોરધનદાસ મગનલાલ તથા પટેલ ભદ્રાભાઇ હરીભાઇ રૂ. ૯-૮-૦ પ્યાલા, પા. ભઇજીભાઇ મથુરભાઇ રૂ. ૬-૪-૦ ઓરણાં, પા. નાથાભાઇ ભીખાભાઇ તથા મોતીભાઇ લલ્લુભાઇ રૂ. ૮) પ્યાલા તથા રૂ. ૩૧) કાપડ. **લવાલ.** પા. શંકરભાઇ મણિશંકરભાઇ રૂ. ૮-૮-૦ મિઠાઈ. **ત્રાણજા.** ભાઇલાલ જેઠાભાઇ રૂ. ૫) ઇનામ. **અલીણા.** ગામના આગેવાન ગૃહસ્થો રૂ. ૩-૮-૦ મીઠાઇ. **સલુણા.** મથુરભાઇ જેસીંગભાઇ પટેલ રૂ. ૫) ગોરધનદાસ નાથાભાઇ રૂ. ૪), મીઠાઇ વગેરે રૂ. ૮-૪-૦ પૃથ્વીનો ગોળો તથા મિઠાઇ. **વડોદરાકેંમ્પ** કન્યાશાળા શેઠ નસરવાનજી બહેરામજી રૂ. ૫) મીઠાઇ. **આમોદ.** કન્યાશાળા. માધવભાઈ બાવાજી રૂ. ૨૫-૮-૦ કાપડ. **આગરવા.** ઠાકોર ઉદેશીંગજી

નાથુસીંગજી રૂા. ૬) ઇનામ, **નામણા.** પા. રણછોડ મનોર રૂા. ૮-૮-૦ પ્યાલાં. **લિમ્બાશી.** બાઇ રૈબા પા. ભુલાભાઇ ગિરધરભાઇની વિધવા રૂા. ૧૨) સ્કુલ જમાડી.

**સુરત વિભાગ.**

**મોટાવાવછીપા** ગામલોકો રૂા. ૩૬-૬-૦ ની કલાસ બુક તથા મિઠાઇ વગેરે, **પારડીકસ્બો** પરાગજી ડાહ્યાભાઇ દેસાઇ વગેરે રૂા. ૧૪ નાં ઇંદનો મિઠાઇ વગેરે. **પરવાસા** શંભુરામ રામશંકર રૂ. ૬) ટોપી, સ્લેટ પતાસાં વિગેરે. **પંડોર** ગામ લોકો રૂ. ૩) ની સાકર, **ઉંડાચસુદ્દાર ફલીયા.** ફકીરભાઇ વસનજી રૂ. ૧૦ ખરચ દાળ, ભાત, શાક લાપસીનો, **નોગામ** ગામના સદ્ગૃહસ્થો રૂ. ૧૫ નાં ચોપડાં, સ્લેટ, મિઠાઇ વગેરે. **દેગામ** ખંડુભાઇ રતનજી રૂ. ૫ ની મિઠાઇ. **લખમીઉર્દુ** મુસલમાન ગૃહસ્થો રૂા. ૧૭ નાં ઇનામ મિઠાઇ વગેરે. **દેગામ** કન્યાશાળા મોહનભાઇ ખુશાલભાઇ રૂ. ૩ નાં પતાસાં. **નાગધરા** ભગા શલા રૂા. ૫ રસપુરીનુ જમણુ. **કાલીયાવાડી** ગામના ગૃહસ્થો રૂ. ૨૦ નાં ઇનામ, પેંડા વગેરે. **અબ્રામા** બાપુભાઇ ચેલાભાઇ રૂ. ૩ નાં પતાસાં. **મટવાડ** કરીમમીઆં હકીમમીઆં રૂ. ૩-૮-૦ નાં પતાસાં રકાબી. **કમાલછોડ** ગામના ગૃહસ્થો રૂ. ૩-૮-૦ ની મિઠાઇ, **મોતાકન્યાશાળા** વસંતલાલ જીવણલાલ લાલરંગના લાકડાનાં ઘુઘરા રૂ. ૫ પદમાશંકર દલપતરામ રૂ. ૪-૧૨-૬ નાં પિત્તળનાં પવાલાં, **બારડોલી** કસ્બો દયારામ રણછોડ વગેરે રૂા. ૧૪ નાં ઇનામ, મિઠાઇ વિગેરે, **કડોદ** ઉર્દુ સ્કુલ સુલતાનભાઇ નસીરભાઇ વિગેરે રૂા. ૩૫-૧૦-૦ નાં ડંબેલ્સ, રંગદર્શક યંત્ર વગેરે, **સરભોણ** ગામના ગૃહસ્થો રૂ. ૩-૧૨-૦ ની મિઠાઇ **સકોટી** રણછોડ કાનજી રૂા. ૪ ની મિઠાઇ, **માંડવી** કન્યાશાળા શ્રીમતી કાશીગૌરી લાભશંકર રૂા. ૫ ની દર્પણવાળી દાબડી, રૂમાલ મિઠાઇ વગેરે **ભાટપુર** છોટાલાલ કાલીદાસ તથા કાવસજી બરજોરજી દાવર વગેરે રૂા. ૨૫-૬-૬ ની મીઠાઇ, છબીઓ વગેરે, **અડાજણ** ગામનાગૃહસ્થો રૂા. ૩ નાં પતાસાં, **બુડીઆ** ગામના ગૃહસ્થો રૂા. ૩ ની સાકર, **કછોલીઉર્દુ** ઇસુફ મુસેજી રૂા. ૬ ની મિઠાઇ, હઉ ધનજીભાઇ શાપુરજી વગેરે રૂ. ૨૮) નાં ...ામ, પેંડા વગેરે, **ઓરપાડ** હીરજીભાઇ એદલજી રૂ. ૫-૪-૦ ની મિઠાઇ ...રે.. મોહનલાલ અભેસિંહ રૂ. ૩-૦-૦ નાં પતાસાં.

---

**દેશીનામું. (કીં. ૦)૧૦**

ટેકસ્ટબુક. રચના નવાં ધોરણે. ટેકો૨૫ ટકા. વ્યાપારકળા (રૂ. ૨) ડીલ્હીમાં (૮ દર-૦). અમદાવાદ શ્રી. ગુ. ઓ. રાજકોટ એ. મોહકર; નડિયાદ—યુ બુક ડેપો; છો. ત્રી. સેંટ્રલ ઑ. ઠે. રેવાબ; નાશીક મો. ઘી. પટેલ; સુરત કરસન ના. મુંબઈ—એન. એમ. ત્રિપાઠી; છગનલાલ લલ્લુભાઈ શાહ; દેશીનામાવાળા, વિરોદરા.

---

**મંજુર** **થએલી**

**એક આના**

# ગુજરાતી કૉપિબુક.

**નંબર ૧ થી ૪ સુધી.**

અત્યાર સુધી છપાએલી બીજી કૉપિબુકોમાં નમુના રૂપ નવાં ધોરણોને અનુસરી સારા મરોડદાર અક્ષરમાં, સુંદર કવર સાથે બનાવવામાં આવી છે. તેની સાથે લોકોપયોગી થવા સારૂ કિંમત પણ જૂજ રાખવામાં આવી છે. એકવાર વાપરી જોવાથી બીજી કોઈપણ કૉપિબુક વાપરવાનું મન થશે નહિ.

આ કૉપિબુકો કેળવણીખાતા તરફથી મુંબઈ ઇલાકાની ગુજરાતી શાળાઓમાં ચલાવવાને મંજુર થએલી છે.

ખરીદનારને સારૂં કમિશન આપવામાં આવશે.

# સરળ ડ્રૉઇંગ બુક.

**નં. ૧ થી ૪.**

સને ૧૯૧૧ના હુકમ નંબર ૧૧૯૫ ઉપરથી સને ૧૯૧૨ ના ફેબ્રુઆરી માસના શાળાપત્રના પાને ૬૭ મે ઠરાવેલા ચિત્રોવાળી ડ્રોઇંગ બુકો તૈયાર કરવામાં આવી છે. કિંમત ઘણી સસ્તી છે તેમજ સર્વને અનુકૂળ પડે તેવી છે. થોડા જ વખતમાં બહાર પડશે. સારૂં કમિશન આપવામાં આવશે. તમામ બુકસેલરોને ત્યાંથી મળશે.

**ઠેકાણું—ગુજરાત ઓરીએન્ટલ બુકડીપો—અમદાવાદ.**

૪. જ્યાં રેલ્વે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલવો, તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઇ જવાનો ખર્ચ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિપૂર્વક જણાવવાનું કે દરકત શિક્ષક કાપીબુકોની સાથ અમોએ બીજી કોઇપણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એકવખત કામ પાડી જોયાથી ખાત્રી થશે. પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું. નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દરકત શિક્ષક કાપીબુકોનાજ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને બંધ બેસતી સ્ટીલપેનો ખાસ ઇગ્લાન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મંગાવી છે. એ સ્ટીલપેનો, ગુજરાતી, મરાઠી, ઉર્દુ અને ફારસી લખવાને, ઘણી સગવડભરેલી છે. દરેક બોકસમાં ડઝન-૬. કિમ્મત રૂ. ૦॥, ઓછામા ઓછા ૮ બોકસ મંગાવનારને ૬॥ ટકા કમીશન મળશે. ને ૨૫ થી તેથી વધુ બોકસ લેનારને ૧૨॥ ટકા મળશે. વેલ્યુપેબલથી ૧ થી ૬ બોકસ મંગાવનારને ખર્ચના બાર વધારે લાગશે એ ભુલી જતા નહી, અને પૈસા પહેલાંથી મોકલાવનારને બાકસના ખર્ચના બે આના લાગશે.

નમુના
આદરજી કાવસજી માસ્તરની
દરકત શિક્ષક કોપી બુકોની
સ્ટીલ પેનોના

| ન ૨ એ૨. | ન ૩ | ન ૪ | ન ૫ એ | ન ૫ બી | ન ૬ એ | ન ૬ બી | ન ૭ નં ૮ |
|---|---|---|---|---|---|---|---|

આદરજી કાવસજી માસ્તર. દરકત શિક્ષક કાપીબુકો તથા સ્ટીલપેનો વગેરે કર્તા અને કમિશન એજન્ટ. પીપળીતલાવ, મુમ્બઈ.

સાંકળેશ્વર કૃત

## નવા મોટા અંકગણિતનો ખુલાસો:—

ગુ. ધોરણ ૫, ૬, ૭, વર્નાક્યુલર અને ઇંગ્લિશ સ્કુલ ફાઇનલ, મેટ્રિક, મેલ તથા ફીમેલ ટ્રેનિંગ કોલેજો તથા પ્રાવેશિક પરીક્ષા માટે, બીજાં પ્રસિદ્ધ અંકગણિતોના એકવડી અને બેવડી ઘટ્ટરાશિના દાખલા સહિત, કેળવણી ખાતાના લાંબા અનુભવી મેશર્સ ઉસમાન બચલ અને મહોબતસિંહજી મોતીભાઇ પાસે તૈયાર કરાવેલ. કીંમત રૂ. ૦-૮-૦.

## ગુજરાતી મોટું વ્યાકરણ:—

મહે. ડિરેક્ટર સા.ના નં. ૮૫૭૬ તા. ૨૩-૧૦-૧૩થી ટ્રેનિંગ કોલેજો અને પ્રાથમિક શાળાઓ માટે ટેક્સ્ટ અને લાયબ્રેરી બુક તરીકે મંજુર. કીંમત રૂ. ૧-૪-૦

## વ્યુત્પત્તિસાર:—

ધોરણ ૫, ૬ અને ૭ માટે, મહે. ડિરેક્ટર સાહેબે તથા વડોદરા રાજ્યે ઇનામ અને લાયબ્રેરી માટે તથા કચ્છ અને જુનાગઢ સ્ટેટે ટેક્સ્ટ બુક તરીકે મંજુર કરી છે. સુધારા વધારા સાથે, ચોથી આવૃત્તિ, કર્તા જયચંદ બેચર ઝવેરી. કીંમત રૂ. ૦-૪-૦

સઘળો પત્રવ્યવહાર ફક્ત નીચેને સરનામે કરવો. પોસ્ટેજ જુદું. સામટી નકલો મંગાવનારને સારૂ કમિશન મળશે.

ઠા. બેચર મેઘજી, બુકસેલર, પુરાબજાર, રાજકોટ.

---

ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર થયેલાં પુસ્તકો.
( સેલ્ફ હેલ્પનું ભાષાંતર ).

## જાત—મહેનત.

અથવા

આપસમાન બલ નહિ; અને મેઘસમાન જલ નહિ.

સદાચરણ, રહેણી અને આગ્રહનાં દષ્ટાંતો સહિત.

કર્તા

સામ્યુઅલ સ્માઇલ્સ, એલ એલ. ડી. ભાષાન્તરકર્તા.

રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી.

સદાચરણ, રહેણી અને ૬૮ આગ્રહનાં દષ્ટાંતોથી ભરપૂર, જે નરે

મનુષ્ય-માત્ર પોતાનું સમસ્ત જીવન કેરવી નાખી ઉદ્યોગશીલ અને સ
ત્તત પરાયણ બની શકે છે-એવું આ ઉત્તમ પુસ્તક છે કે જે ઉ
ત્થવાની ઇચ્છા રાખનાર દરેક મનુષ્યે પોતાની પાસે રાખવું જોઈએ
સુધારેલી સચિત્ર બીજી આવૃત્તિ. કિંમત રૂ. ૩-૦

## દરિયાપારના દેશોની વાતો,

અથવા

## યુરોપખંડનું વર્ણન.

૪૨ ચિત્રો સાથે બનાવનાર રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી
કિંમત રૂ. ૨-૦-૦
ઉપરનાં બંને પુસ્તકો એકજ વખતે સામટાં મંગાવનારને
કિંમત ફક્ત રૂ. ૪-૦-૦

લૉર્ડ ચેસ્ટરફીલ્ડનો

## પોતાના પુત્રપ્રત ઉપદેશ.

તથા

ક્રાફટૉન રચિત સંક્ષિપ્ત સુવાક્ય.

ભાષાન્તરકર્ત્તા

સ્વ. રા. સા. હરિદાસ વિહારિદાસ દેસાઇ
તથા
ગો. વિ. દેસાઇ અને સ્વ. પ્રો. મ૦ ન૦ દ્વિવેદી.
આવૃત્તિ ત્રીજી.
કિમ્મત. રૂ. ૧-૦-૦

## શિશુસદ્બોધમાળા.

(મહાભારત, રામાયણ અને પુરાણોમાંથી આર્યનીતિ અને ધર્મની
પસંદ કરેલી બોધક વાર્તાનો સંગ્રહ.)

## લંડનના 'મૉરલ એજ્યુકેશન લીગ'ના ધોરણને અનુસરતી ઢબે લખાયેલી.

સંપાદક,

**વ્રજલાલ પુરૂષોત્તમ મહેતા.**

હેડ માસ્તર, તાલુકાસ્કુલ, તથા લંડનની મૉરલ એજ્યુકેશન લીગનો મેમ્બર.

દરેક ભાગ અંગ્રેજી નીચલા અને ગુજરાતી ઉપલા વર્ગો માટે અનુક્રમે લાયક કરેલો છે. ખાનગી અને દેશી રાજ્યોની ઘણી શાળાઓમાં નીતિની કેળવણી માટે ટેક્સ્ટ બુક તરીકે ચાલે છે. મૉડર્ન રીવ્યુ, કલકત્તા; સપ્ટેંબર ૧૯૧૦, પૃષ્ઠ ૩૦૪ માં, ગુજરાતી બુક કમિટિના મેમ્બર, મુંબઇ સ્મૉલકૉઝ કોર્ટના જડજ નામદાર રૂ૦ મો૦ ઝવેરી. એમ. એ. એલ. એલ. બી. લખે છે કેઃ—મનુષ્યજાતિના સદ્‌ગુણો ઉપર રામાયણ, મહાભારત અને પુરાણોમાંથી ચૂંટી કાઢેલી વાર્તાઓનો આ એક સંગ્રહ છે. પોતાના મહાન્ સ્ત્રીપુરૂષોનાં ચરિત્રોમાં આલેખેલી જનસ્વભાવની ઉજ્જ્વલ બાજુનું આપણાં બાળકોને શિક્ષણ આપવા સારૂ તેમના હાથમાં મૂકવાની આ પુસ્તકની યોગ્યતા નિઃસંદેહ છે.

નાનાં બાળકોને નૈતિક અને ધાર્મિક કેળવણીની ઘણી અગત્ય છે એ વાત નિર્વિવાદ છે. સર્વ દેશમાં સર્વ કાળે એ વાતનો પ્રબલ સ્વીકાર થયો છે માટે જ તેમને માટે પ્રસિદ્ધ થયેલાં—અને ઘણી શાળાઓમાં ચાલુ થયેલાં આ પુસ્તકો મંગાવો અને બાળકોના હિતાર્થે પ્રવૃત્ત રહેવા આ પુસ્તકો જરૂર મંગાવો.

| | | |
|---|---|---|
| શિશુ સદ્‌બોધમાળા ભા. ૧ લો | ... | ૦—૪—૦ |
| ... ... ... ભા. ૨ જો | ... | ૦—૫—૦ |
| ... ... ... ભા. ૩ જો | ... | ૦—૬—૦ |
| ત્રણે ભાગ સાથે બાંધેલા | ... | ૦—૧૨—૦ |

નામદાર ડિરેક્ટર સાહેબે ઓર્ડર નં. ૮૨૫૭, તા. ૨૬—૧૦—૧૦ તથા ૮૫૭૮ તા. ૯—૧૧—૧૦ માં લખ્યું છે કે—

"જે શાળાના પ્રવર્તકો તમારી ચોપડી નૈતિક અને ધાર્મિક શિક્ષણ માટે વાપરવા ઇચ્છતા હોય તેઓ તેવી પરવાનગી માટે અરજી કરી શકશે."

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની. મુંબાઇ.**

નવી આવૃત્તિ. વર્નાક્યુલર ફાઈનલ અને નવી આવૃત્તિ.

# પ્રાવેશિકનો શિક્ષક.*

જેની અંદર ઉપરની બંને પરીક્ષાઓના સને ૧૯૧૩ની સાલ સુધીના પ્રશ્નો ખુલાસાવાર આપવામાં આવેલા છે. નવી ભૂમિતિના પ્રશ્નો પણ દાખલ કરેલા છે. કિંમત રૂ. ૦-૧૫-૦.

* સદરહુ પુસ્તક પરથી નડીઆદના સરસ્વતિ બુકડીપોના માલીક છોટાલાલ રણછોડદાસે ઉતારો કરી "વર્નાક્યુલર ફાઈનલ અને પ્રાવેશિકનો ભોમીયો" એ નામનું પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરેલું હતું પરંતુ અમારી ફરિયાદ ઉપરથી તે પુસ્તક મે: અમદાવાદના ડી. જજ્જ સાહેબે તા. ૨૯-૭-૧૪ને રોજ વેચવાને માટે રદ કર્યું છે.

---

તૈયાર છે. **સરળ સુખગણિત.** આવૃત્તિ બીજી.

ધોરણ ૪થા તથા ૫ માના ઉપયોગ માટે.

જેની અંદર ગુણોત્તરની સમજ તથા તેનો કયાં કેવી રીતે ઉપયોગ થાય છે, તે સ્પષ્ટ નિયમો આપી ઉદાહરણ સાથે સમજાવેલા છે; તે ઉપરાંત પુષ્કળ દાખલાનાં મનોયત્ન પણ આપવામાં આવેલા છે. કિંમત રૂ. ૦-૨-૦.

---

## મુંબઈ ઈલાકાની ભૂગોળ

નવા ધોરણને અનુસરીને રાજકીય ઔદ્યોગિક વગેરે હકીકત સાથે ધોરણ ૪થા ના વિદ્યાર્થીઓને અત્યંત ઉપયોગી છે. કિંમત રૂ. ૦-૧-૬.

કશીભાઈ લખાભાઈ પટેલ.

ન્યુ ગુજરાત બુકડીપો: નડિઆદ.

જોઇએ છે—વડોદરા કેમ્પની છોકરાઓની વર્ના. મીશનસ્કૂલ સારૂ એક પાસ થએલા શિક્ષક. હિંદુ ખ્રિસ્તિને પહેલો પસંદ કરવામાં આવશે. પાસ થએલાને સારો પગાર-મકાન મળશે. અરજી કરો—

Rev. C. B. Hill. વડોદરા કેમ્પ.

---

## ખુશાલદાસ ગોકળદાસ પટેલની

ગુજરાતી.

# ગુજરાતી કાપી બૂક.

નવાં ધોરણોના ક્રમ પ્રમાણે કિંડરગાર્ટન પદ્ધતિએ આ કાપીબુકની રચના કરવામાં આવી છે.

સો. (૧૦૦) ઉપરાન્ત ખરીદનારને ૩૦ ટકા કમીશન મળશે.

સબ એજન્ટસ. સુરત. કરસનદાસ નારણદાસ તથા લલુભાઇ નારણદાસ. વલસાડ. ભાનુશંકર કૃષ્ણદત્ત. જલાલપોર. ડાહ્યાભાઇ ગોવીંદજી ભરૂચ. માસ્તર ગોરધનદાસ તથા ભાઇલાલ છગનલાલ. નડીયાદ. ન્યુ ગુજરાત બુક ડેપો, તથા છોટાલાલ ત્રિકમદાસ. વઢવાણ. જેચંદ તલકશી તથા પ્રાણશંકર મકનજી. રાજકોટ. લક્ષ્મીચંદ ઉત્તમચંદ, તથા એદેલજી મેધજી. નવાનગર. હેમરાજ જાદવજી. ભાવનગર. અબદુલહુસેન આદમજી મુંબાઇ. એન. એમ. ત્રિપાઠીની કંપની. ગોંડલ. ચુનીલાલ રેવાશંકર.

અમારી પાસે ગવર્મેન્ટ સેંટ્રલ બુક ડેપોનાં સઘળાં પુસ્તકો તેના સર્વ હક સાથે આવેલાં છે, તે તથા ગુજરાતના ઘણાખરા જાણીતા ઓથરોનાં પુસ્તકોની સોલ એજન્સિ છે, તે સિવાય સઘળી જાતના કાગળો, સ્ટેશનરી સામાન વગેરે મળશે.

ચીમનલાલ ચુનીલાલની કંપની, આસ્તોડીયા રોડ-અમદાવાદ

# સૂચના.

**પત્રસંબંધી લખાણ**—એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો છપાશે. નહિ પસંદ કરેલો લેખ ટિકિટ મોકલી હશે તો પાછો મોકલવામાં આવશે.

**મનિ ઑર્ડર**—કૂપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું; તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાયેલા સરનામાની લેબલ ઉપરનો નંબર લખવો.

**લવાજમ**—વરસ એકનો રૂ. ૧-૦-૦, ટપાલ સાથે. દશ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરો પાસે ટપાલ ખર્ચ સાથે ૦-૧૨-૦ લેવામાં આવશે.

**લેખકને ઉત્તેજન**—વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો દર છાપેલે પાને રૂ. ૦॥ આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નહિ આવે.

## જાહેર ખબરના ભાવ.

રૂપીઆ એકની ૩ લીટી પ્રમાણે-દસથી વધારે લીટીઓ માટે રૂ. ૧) ની લીટીઓ ચાર પ્રમાણે. બાર માસ લગી લાગલાગટ હશે તો પહેલે મહીને પૂરો ચાર્જ અને પછી અગીઆર માસ લગી દર માસે ¾ ચાર્જ પડશે. છ માસ માટે પહેલે મહીને પૂરો ચાર્જ, અને પછી દરેક માસે ⅞ ચાર્જ લેવાશે. ત્રણ માસ માટે પહેલે મહીને પૂરો ચાર્જ અને પછી દરેક માસે ¾ ચાર્જ લેવાશે.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબિલ વહેંચવામાં આવશે નહિ.

REGISTERED NO. B. 43.

પુસ્તક ૫૩મું. અંક ૧૨મો.

# Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

ડીસેમ્બર, સને ૧૯૧૪.

| વિષય. | અનુક્રમણિકા. | પૃષ્ઠ. |
|---|---|---|


તન્ત્રી ( ઑક્ટોબર, ૧૯૧૪થી )—અને
પ્રકાશક–મિ. કૈખુશરૂ અરદેશર બાલા, બી. એ.,
પ્રિન્સિપલ, પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.
કેળવણીખાતાના હુકમથી.

( સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે. )

અમદાવાદ—ભદ્રપાસે શ્રી સત્યનારાયણ પ્રિ. પ્રેસમાં પટેલ મોતીલાલ કાળીદાસે છાપ્યું.

શ્રી.

## કાઠિયાવાડની સ્ત્રીઓને માટે

## એક અચ્છી તક.

અમરેલીમાં ફિમેલ ટ્રેનીંગ કૉલેજના વર્ગો કહાડી સ્ત્રી શિક્ષકો તૈયાર કરવામાં આવે છે, અને તેને માટે અભ્યાસ દરમિયાન સ્કૉલરશિપ, તથા અભ્યાસ પૂરો થયા પછી તેઓને પોતાના વતન નજદીક સારા પગારની નોકરી આપવામાં આવે છે. બહાર ગામથી આવનારને બનતાં સુધી રહેવા વિગેરેની પણ સવડ કરી આપવામાં આવશે.

નવુ વર્ષ નવેમ્બર ૧૯૧૪થી શરૂ થયું છે. વધારે વિગતને માટે સર્ટિફિકેટ સાથે લખો.

S. S. Homawala

સેકી. ઇન્સ્પેક્ટર, અમરેલી પ્રાંત.

વડોદરા રાજ્ય.

---

### બહેરાં-મુગાની શાળા.

ગમે તે જાતનાં છોકરાંને બોલતાં, લખતાં અને ઉપયોગી હુન્નર મફત શિખવે છે બહાર ગામનાં છોકરાંને રહેવાની ગોઠવણ થાય છે. નામદાર સરકાર અને મ્યુનિસિપાલિટિ તરફથી આશ્રય મળ્યો છે. સ્થાયી ફંડ માટે અને બોર્ડિંગ માટે નાણાં મોકલવા વિનંતિ છે.

પૂછો ખાડીઆ, અમદાવાદ.

પ્રાણશંકર લલ્લુભાઇ દેશાઇ હેડમાસ્તર,

---

**વિનતિ**—"ગુજરાતી નીશાળોના ગુજરાત તથા કાઠીયાવાડના મહેતાજી સાહેબો તથા અંધ છોકરાઓનાં માબાપને વીનતી જે તેમને પોતાનાં અંધ છોકરાઓને મુંબઇ તારદેવમાં વીકટોરીઆ અંધશાળામાં ભણવા મોકલવા, જ્યાં તેમને વાંચવાનું, લખવાનું, પદાર્થપાઠ, આંક, હીસાબ, તથા નેતર અને દરજી કામ તેમજ સંગીત મફત શીખવવામાં આવે છે વળી ત્યાં રહેવાની, ખાવાની, તથા કપડાંની પણ મફત ગોઠવણ સ્કુલ કમીટી કરે છે."

નીલકંઠરાય ડાહ્યાભાઈ.

---

બુકસેલર શાહ લલ્લુભાઇ નારણદાસ, લીમડાચોક-સુરત.

હમારી દુકાને શાળામાં ચાલતી તમામ બુકો તથા સ્ટેશનરી, કાગળો વીગેરે ઓછે ભાવથી આપવામાં આવશે માટે હમારી દુકાનેથી ખરીદવાની કૃપા કરશી.

## ગીતામાં ઇશ્વરવાદ.

૭ દર્શનની સાથે ગીતાની તુલના કરી ગીતાની ઉત્કૃષ્ટતા દર્શાવનાર ઉત્તમ તાત્વિક બંગાળી ગ્રંથનું શુદ્ધ ગુજરાતી ભાષાંતર. મૂલ્ય રૂ. ૨) પોસ્ટેજ જુદું. ભાષાંતર કર્તા—દામોદર વખતચંદ શાહ.

તા: માસ્તર. જંસદણ. (કાઠિયાવાડ.)

---

## " શિક્ષણસાહિત્યો "

અમારા કારખાનામાં સૂર્યમાળા, ટીલ્યુરીયમ, ઋતુભેદ, ચંદ્રની ક્ષય વૃદ્ધિ, ગ્રહમંડળ, પૃથ્વીના નાના મોટા ગોળા, ઉમ્બ્રાલન, મરમડી, રેંટ ફેર ફ્રાયર, ફેણાવ, જોવાના તથા ચિતરવાના નકશા, જમીનના ખાડા-ટેકરી-નદી-નાળાં વગેરે બતાવનાર દરેક દેશના નકશા,—રંગ [illegible]ની પેટીઓ, કિન્ડર ગાર્ટન, ફુવારા, પરાવર્તન, વક્રિભવન, ગુરુત્વમધ્યબિંદુ, સાદલ્ય મંકનળી, જ્વાળચકી, જળગ્રાપ, બેટરીનાં સાહિત્યો, વિદ્યુત ઉત્પન્ન કરવાન સાધનો, કોલ ધ્યાસ યંત્ર, ધાતુ તપાવવાથી ફુલે છે, તે બતાવનાર ગોળે ને રીંગ, ખેતી, સુતારી, લુહારી, વગેરે તેર ધંધાનાં હથિયારોના નમૂના સંગ્રહસ્થાનનાં ધારણવાર બોર્ડ, મૂળાક્ષરના ખંડના ધાતુના નમૂના, શેલ્ડ પીસવાનો કોલક વગેરે વાંચનમાળાના પાઠોનાં તમામ સાહિત્યો, રમતનં પેટીઓ, પ્રશ્નોત્તરો રસાયનિક, ચીજો, કસરત, કવાયત, ભૂગોળ, ખગોળ પદાર્થ વિજ્ઞાન વગેરેનાં તમામ સાહિત્યો નીચેને સરનામે મળશે.

સૂચના—કોઇ પણ રેલ્વે સ્ટેશનનાં સ્થળે પંદર કરતાં વધુ શાળાના માસ્તરો એકઠા થઇ અમારાં સાહિત્યો જોવા ઇચ્છા રાખશે તો અમારા ખર્ચે આવી બતાવવામાં આવશે અને તેમ કરવામાં સ્થાનિક શાળાને પંત્ર વ્યવહારનું જે ખર્ચ થશે તે આ તરફથી આપવામાં આવશે.

**કાશીભાઇ છગનદાસ પટેલ,**
મેનેજર—શિક્ષણસાહિત્ય કાર્યાલય,
નારદીપુર. અમદાવાદ—પ્રાંતીજ રેલ્વે.

---

**ખુલાસો**—રોકડ રૂ. ૧ આનામાં વ્યાપકરણનો ખુલાસો. જેમાં ઘણા નિયમો અને ૪૫૦ ગણેસા રાખ્યા છે.

લખો—પ્રોફેસર કાકાભાઇ ગણપતરામ,
બોરસદ ગુજરાતમાં.

## નામદાર મુંબઈ સરકારનો ઠરાવ.

સને ૧૯૧૪. તા. ૨૪-૯-૧૧ ના મુંબઈ સરકારી ગેજીટના ભાગ ૧ ના પાના ૨૧૯૭ ઉપરથી. જી. એમ. વૈષ્ણવ ( ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ ) બનાવેલી ' ગૃહવ્યવસ્થા ' પ્રાથમિક શાળામાં ' ટેક્સ્ટબુક ' તરીકે વાપરવા મંજુર કરવામાં આવી છે.

આ સિવાય બીજી કોઇ ગૃહવ્યવસ્થા રીતસર નામદાર સરકાર તરફથી મંજુર કરેલી નથી તો—

છોકરાઓના ૭ મા ધો. માં કન્યાશાળાના ૫-૬ ધો. માં; ટ્રેનિંગ કૉલેજના ' પ્રેપ ' વર્ગ તથા પહેલા, બીજા, અને ત્રીજા વર્ષમાં આરોગ્યવિદ્યા અને ગૃહવ્યવસ્થાના વિષયો માટે કઇ ચોપડી વાપરશો ?

### જી. એમ. વૈષ્ણવની બનાવેલી ' ગૃહવ્યવસ્થા '.

ચેતવણી—વિદ્યાર્થીની સગવડ ખાતર અને કિ. માં પરવડે માટે પૂરા પ્રમાણે ત્રણ કિ. રાખેલી છે. કાગળનું પુંઠું. ૦-૮-૦. કાચુ ૦-૧૦-૦. પાકુ ૦-૧૨-૦.

મી. જી. એમ. વૈષ્ણવકૃત.

### બાળકો માટે ખાસ.

' સચિત્ર વાર્તા વિનોદ ' ( ૦-૩-૦ ) તૈયાર છે.

પુસ્તક મેળવવાનું અને પત્રવહેવારનું ઠેકાણું—કર્તા. જી. એમ. વૈષ્ણવ. ફીમેલ. ટ્રે. કૉલેજ. અમદાવાદ.

---

નવાં ધોરણોના અભ્યાસક્રમ પ્રમાણે તૈયાર કરેલું

## મુખગણિત. ( બે ભાગમાં ) આવૃત્તિ બીજી

ભાગ-૧. પહેલાં ત્રણ ધોરણનો મુખગણિતનો અભ્યાસક્રમ. તૈયાર છે.

**(આંકના તથા ઘાતોના ઉપયોગ માટે પુષ્કળ મનોયત્નો સાથે)**

ભાગ-૨. પૂરા અભ્યાસવાળી સ્કૂલોના ધોરણ ૪-તથા ૫ માટે, અને ગામડાંની સ્કૂલોના ધોરણ ૩ માટે. ( તૈયાર છે. )

**( ગુણોત્તર વિષે સંપૂર્ણ સમજ તથા તેને લાગુ પાડવાનાં પુષ્કળ દૃષ્ટાંતો તથા મનોયત્નો સાથે.)**

રચનાર:- માણેકલાલ કાલિદાસ ભટ,

એસિ૦ માસ્તર, પ્રૉક્ટિસિંગ સ્કુલ—અમદાવાદ.

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ.

છપાવનાર— પોપટલાલ મગનલાલ ગજરાવાળા,

ગુજરાત ઓરિએન્ટલ બુકડેપો—અમદાવાદ.

# ગુજરાત શાળાપત્ર, પુસ્તક ૫૩મું, સને ૧૯૧૪.

## અનુક્રમણિકા.

વિષય. પૃષ્ઠ.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૩મું. ડીસેમ્બર, સને ૧૯૧૪. અંક ૧૨મો.

## યુરોપમાં ચાલતો વિગ્રહ.

ગયા ઑગસ્ટ માસથી યુરોપખંડમાં એક ભારે વિગ્રહ જાગી ઊઠયો છે, અને તેણે આખી દુનિયાનું ધ્યાન ખેંચ્યું છે. એ વિગ્રહનાં કારણોથી તથા તેમાં બ્રિટિશ સરકારને કેવા સંજોગો વચ્ચે ઊતરવું પડયું છે તે બાબતોથી પ્રજાનો ઘણો ભાગ અજ્ઞાન હોવાથી તે સંબંધી કેટલીક જરૂરની હકીકત નીચે આપવામાં આવે છે. આશા છે કે વાચકવર્ગ પોતે એ હકીકતથી સંપૂર્ણ રીતે વાકેફ થઈ પ્રસંગ આવે બીજાઓને પણ ખરી હકીકત જણાવી તેમનું અજ્ઞાન દૂર કરવા પ્રયત્ન કરશે.

વિગ્રહ કોના તરફથી અને કેવી રીતે જગાડવામાં આવ્યો તેનું આગળ વર્ણન કરવામાં આવશે. હાલ એટલુંજ કહેવાની જરૂર છે કે વિગ્રહના કારણભૂત બે રાજ્યો જર્મનિ ને ઑસ્ટ્રિઆ-હંગરિ છે. ન્યાય અને સ્વતંત્રતાની ખાતર તેમની સામે થનાર બ્રિટિશ સરકારની મદદમાં રશિઆ, ફ્રાન્સ બેલ્જિઅમ, સર્વિઆ, મૉન્ટીનીગ્રો, અને જાપાન છે, જે સઘળાં 'મિત્ર રાજ્યો' એ નામથી ઓળખાય છે.

વિગ્રહનું સ્વરૂપ બરાબર સમજી શકાય તેને માટે ભૂગોળવિદ્યાના બીજા ભાગ જેવા પુસ્તકમાંથી વિગ્રહમાં ઊતરેલા રાજ્યોની ભૂગોળનું જ્ઞાન સારી રીતે મેળવવા ખાસ ભલામણ કરવામાં આવે છે એ પરથી માલમ પડશે કે જર્મનિનું રાજ્ય મુંબઈ ઈલાકા કરતાં સહેજ મોટું છે, અને ઑસ્ટ્રિઆ-હંગરિનું ક્ષેત્રફળ મુંબઈ ઇલાકાથી લગભગ સવાગણું છે. બીજી તરફ જતાં રશિઆનું ક્ષેત્રફળ હિંદુસ્તાન કરતાં કંઈક મોટું છે, અને ફ્રાન્સનું ક્ષેત્રફળ મુંબઈ ઇલાકાના ક્ષેત્રફળથી કંઈક વધારે છે. બેલ્જિઅમ દેશ લગભગ કાઠિઆવાડથી અર્ધો છે. બ્રિટિશ ટાપુઓનું ક્ષેત્રફળ જો કે મુંબઈ ઇલાકામાં આવેલા ખાલસા મુલકના જેટલું છે, તોપણ બ્રિટિશ સામ્રાજ્યે આખી પૃથ્વીની જમીનનો પાંચમો ભાગ રોકયો છે. સર્વિઆનું

રાજ્ય કાઠિઆવાડ કરતાં સહેજ નાનું છે, ને મૅાન્ટીનીગ્રોનું અમદાવાદ જિલ્લા કરતાં કંઈક નાનું છે. જાપાનનું ક્ષેત્રફળ મુંબઈ ઇલાકાથી સહેજ ઓછું છે.

વસ્તીની સરખામણી કરીશું તો જણાશે કે જર્મનિના રાજ્યની વસ્તી મુંબઈ ઇલાકાથી બમણી છે, અને ઑસ્ટ્રિઆ–હંગરિની વસ્તી પણ તેટલીજ છે; ત્યારે રશિઆની વસ્તી હિંદુસ્તાનની વસ્તીના ત્રીજા ભાગ જેટલી, ફ્રાન્સની મુંબઈ ઇલાકાથી દોઢી, બેલ્જિઅમની કાઠિઆવાડથી ત્રણગણી, અને બ્રિટિશ ટાપુઓની મુંબઈ ઇલાકાની કુલ વસ્તીથી દોઢી છે. સર્વિઆની વસ્તી કાઠિઆવાડથી થોડી વધારે છે, અને મૅાન્ટીનીગ્રોની અમદાવાદ જિલ્લાની વસ્તીથી ત્રીજે ભાગે છે. જાપાનની વસ્તી મુંબઈ ઇલાકાથી દોઢી છે. આખા બ્રિટિશ સામ્રાજ્યમાં વસ્તી ૪૨ કરોડની છે.

## વિગ્રહનું કારણ.

લડાઈની શરૂઆત ઑસ્ટ્રિઆ–હંગરિ અને સર્વિઆ વચ્ચે થઈ. એવું બન્યું કે ઑસ્ટ્રિઆની પ્રજામાંથી કોઈએક ઑસ્ટ્રિઆના ગાદીવારસ શાહજાદા ફર્દિનાન્ડ તથા તેનાં બાનુને મારી નાખ્યાં. ઑસ્ટ્રિઆ–હંગરિના રાજ્યે આ ખૂનમાં સર્વિઆનો હાથ છે એવો આરોપ મૂક્યો. એ વાતની તપાસ કરવા માટેની ઑસ્ટ્રિઆની સર્વે વ્યાજબી માગણીઓ સર્વિઆએ કબૂલ રાખી, પણ ઑસ્ટ્રિઆએ સાંભળવાનીજ ના પાડી અને એકદમ લડાઈ જાહેર કરી. ઑસ્ટ્રિઆના ઇરાદાની જર્મન શહેનશાહને પહેલેથીજ બધી ખબર હતી, કેમકે તે ઑસ્ટ્રિઆનો પાકો મિત્ર છે. ઑસ્ટ્રિઆ અને જર્મનિ બંનની ધારણા એ હતી કે સર્વિઆને એક જોરાવર રાજ્ય બનતું અટકાવવું.

હવે સર્વિઆ અને રશિઆના લોકો એક જાતના છે, અને રશિઆ હંમેશ સર્વિઆનું રક્ષણ કરતું આવ્યું છે. તેથી રશિઆએ જર્મનિને જણાવ્યું કે ઑસ્ટ્રિઆ સર્વિઆને છૂંદી નાખશે તે અમે જોઈ શકીશું નહિ. ઇંગ્લંડે એ તકરારનો સલાહશાંતિથી નિકાલ લાવવાને ઘણું મથન કર્યું, પણ જર્મન અને ઑસ્ટ્રિઆએ રશિઆ સામે એકદમ લડાઈ જાહેર કરી.

ફ્રાન્સ રશિઆ સાથે મિત્રતાની પાકી ગાંઠથી જોડાયલું હતું, તેથી જર્મનિને ડર હતો કે ફ્રાન્સ રશિઆની મદદે આવશે. તે પરથી જર્મનિએ

ફ્રાન્સની સરહદ પર લશ્કર એકઠું કર્યું, અને બેલ્જિઅમે આ તકરારમાં બીલકુલ ભાગ લીધો નહોતો તોપણ બેલ્જિઅમમાં જલદીથી પોતાનું લશ્કર ઘુસાડયું અને ફ્રાન્સ સાથે લડાઈ જાહેર કરી. ઇટલિનું રાજ્ય જર્મનિ અને ઑસ્ટ્રિઆનું મિત્ર હોવા છતાં તેણે તેમની સામે લડાઈમાં ઊતરવાની ના પાડી, તે એજ કારણથી કે તેમણે રાજ્યલોભને લઈને આ વિગ્રહ જાણી જોઈને ઉપાડયો હતો.

ઈંગ્લંડને ફ્રાન્સ સાથે કંઈ લેખી કરાર થયા નહોતા, પણ તે બે વચ્ચે એવી સમજુતી થઈ હતી કે ફ્રાન્સ પર કોઈ સ્વચ્છંદી રીતે હુમલો લાવે તો મદદ કરવી. જર્મનિ જો જીતે તો તેણે ફ્રેંચ મુલક દબાવવો નહિ એવું વચન આપવા જર્મનિને ઈંગ્લંડે જણાવ્યું હતું, પણ જર્મનિએ જવાબ વાળ્યો કે ફ્રાન્સનો યુરોપમાંનો મુલક જાયુને માટે પચાવી પડીશું નહિ એવું વચન અમે આપીએ છીએ, પણ ફ્રેન્ચ સંસ્થાનો માટે કોઈ પણ પ્રકારની ખાતરી આપતા નથી. આ ઉપરથી ઈંગ્લંડે ફ્રાન્સને વચન આપ્યું કે અમે અમારા કાફલા વડે તમારા કિનારાનું તથા વહાણોનું રક્ષણ કરીશું. ઈંગ્લંડે જર્મનિને વળી એમ પણ પૂછયું હતું કે હૉલન્ડ તથા બેલ્જિઅમને હેરાન નહિ કરવાનું તમે વચન આપો છો કે નહિ ? જર્મનિએ હૉલન્ડને માટે ખાતરી આપી, પણ બેલ્જિઅમ માટે નહિ; જોકે ઈંગ્લંડ અને જર્મનિ બંનેએ પૂર્વે બેલ્જિઅમનું સ્વતંત્રપણું કબૂલ રાખ્યું હતું. જર્મનિએ અંગ્રેજ એલચીને ખુલ્લું કહ્યું કે ફ્રાન્સ પર જલદી હુમલો લઈ જઈ તેને હરાવવું અમારે જરૂરનું છે, અને કિલ્લેબંધ ફ્રેન્ચ સરહદ પરથી હુમલો લઈ જવામાં ઘણો વખત વહી જાય, માટે અમને બેલ્જિઅમ-માંથી હુમલો લઈ જવાની ફરજ પડી છે. બેલ્જિઅમ જોકે નાનો દેશ છે, તોપણ બહાદુરીથી સામે થયો, અને બેલ્જિઅમના રાજાએ આપણા શહેનશાહની મદદ માગી. શહેનશાહે મદદ કરવાનું વચન આપ્યું. જર્મનિએ તો બેલ્જિઅમની સ્વતંત્રતા જાળવવાનું વચન સ્વાર્થની ખાતર તોડયું, પણ ઈંગ્લંડે તે વચન તોડવાની સાફ ના પાડી. આ ઉપરથી આપણા શહેનશાહે આખા ઈંગ્લંડની તેમજ આખા શહેનશાહતની એક મને અનુમતિ સાથે જર્મનિ સાથે લડાઈ જાહેર કરી. થોડાંજ વખતમ જર્મનિના મિત્ર ઑસ્ટ્રિઆ સાથે પણ લડાઈ જાહેર કરવામાં આવી.

અંગ્રેજ સરકારને ઑસ્ટ્રિઆ તથા સર્વિઆની વચ્ચેના વાંધાં સાથે

કંઈ પણ લેવાદેવા નહોતી. એમને લડાઈમાં ઊતરવું પડ્યું તે એટલાજ માટે કે ફ્રાન્સના મિત્ર રાજ્યને તેમની વિપત્તિના સમયમાં છોડી દેવું એ ઠીક નહિ, તેમજ વળી જર્મનિને જુલમી લશ્કરી સત્તાને પ્રભાવે નાનાં રાજ્યોને ખૂંદી નાખવા દેવું એ પણ ઠીક નહિ. બ્રિટિશ શહેનશાહત હંમેશાં સ્વતંત્રતાની તરફેણમાં અને રાજ્યલોભની સામે થતું આવ્યું છે. આજથી સો વર્ષ પર પણ જ્યારે નેપોલીઅને આખા યુરોપ પર પોતાની લશ્કરી સત્તા જમાવવા પ્રયત્ન કર્યો હતો ત્યારે એ શહેનશાહત સામી પડી હતી. નેપોલીઅનને આખરે ઇ. સ. ૧૮૧૫માં વૉટર્લૂના મેદાનમાં હરાવ્યો હતો, અને તેને પકડીને સેંટ હેલીનાના ટાપુમાં કેદી તરીકે મોકલી આપ્યો હતો, જ્યાં તે મરતાં સુધી રહ્યો હતો.

## વિગ્રહ સાથે હિન્દુસ્તાનનો સંબંધ.

લડાઈના મથકથી હિંદુસ્તાન કેટલું બધું દૂર છે તે ભૂગોળનું થોડુંઘણું જ્ઞાન ધરાવનાર હરકોઈ સહેજ સમજી શકે એવું છે. યુરોપથી અહિં આવવા માગનાર દરિયામાર્ગેજ આવી શકે, રેલવે મારફત નહિ. એટલાજ ઉપરથી વિચાર કરતાં માલમ પડશે કે જર્મનિ જમીનમાર્ગે હિંદુસ્તાન પર હુમલો લાવે એ તદ્દન અસંભવિતજ છે. સ્વેઝની નહેરને રસ્તે ઇંગ્લંડથી મુંબઈ આવતાં મેઇલ બોટને ૨૦ દિવસ લાગે છે. હવે દરિયામાર્ગે પણ હિંદુસ્તાન પર હુમલો કરવાનું બને એમ નથી, કેમકે દરિયાનો કાબુ અંગ્રેજ નૌકાસૈન્ય સંપૂર્ણ રીતે ધરાવે છે. એ ખરૂં છે કે થોડાંએક જર્મન ક્રૂઝરો (લડાઈનાં બારકસો) હજી પકડાયાં નથી, અને તેઓ હથિઆર વગરનાં અંગ્રેજી વેપારી વહાણોને તેના ઉપરના માણસોને ઉતારી લઈ ડુબાવી દે છે. 'એમ્ડન' નામનું બારકસ એક રાત્રે મદ્રાસ આવી પહોંચ્યું હતું, અને શહેર પર તેણે ગોળા છોડ્યા હતા. તેથી ત્રણચાર માણસો મરી ગયા છે અને નહિ જેવું નુકસાન થયું છે; પણ મદ્રાસમાંની તોપોના ધડાકા થતાંની સાથે તે નાસી ગયું હતું. એમ લાગે છે કે 'એમ્ડન'ને મદ્રાસમાં તોપો છે તેની ખબરજ નહિ હોય. એ બારકસની ધારણા લડવાની નહોતી પણ વેપારમાં ખલેલ પહોંચાડવાની હતી. અજ્ઞાન લોકો એમ સમજે છે કે ડુબાડેલાં વેપારી વહાણો લડાઈનાં બારકસો છે, પણ તે તેમની મોટી ભૂલ છે. એમ્ડનને શોધી કાઢતાં જરા લાંબો વખત લાગ્યો, કેમકે દરિયો બહુ વિશાળ છે, પણ આખરે તેને ક્યાં તો કોલસાની તથા ખોરાકની તંગી પડશે

અથવા બ્રિટિશ લડાયક બારકસોને હાથે પકડાશે અથવા ડુબી જશે એમ જે ધારવામાં આવતું હતું તેમજ થયું છે. એ તો ખાતરીબંધ મનાતું કે તે મુંબઈની પાસે કદી આવી શકશે નહિ. તે સારી રીતે જાણતું હતું કે મુંબઈની તોપો મારી તોપો કરતાં ઘણી મોટી છે, એટલે જો શહેર પર ગોળા છોડી શકાય એટલી નજીકમાં જઈ પહોંચીશ તો મને ડુબાડી દેવામાં આવશે. હડખાયલા કુતરાઓની માફક એમ્ડન તથા તેવી બીજી થોડીએક જર્મન બોટોની પુંઠ લેવામાં આવી હતી. તે થોડાએક નિરપરાધી માણસોને કરડયું, પણ વહેલુંમોડું તે પકડાયું અને નાશ પામ્યું. અંગ્રેજી લડાયક બારકસોએ તો જર્મન વેપારી વહાણોની મોટી સંખ્યા પકડી છે. એક બારકસે કેટલાક વખત પર એકલે હાથે ૯ વહાણો પકડયાં હતાં. જર્મનોને તે પકડાયલાં વહાણો ડુબાડી દેવાં પડે છે. આપણે તો તે સલામત રાખીએ છીએ અને તેનો ઉપયોગ કરીએ છીએ, કેમકે આપણી પાસે તે વહાણો રાખવા માટે ઘણાંએ બંદરો છે. અંગ્રેજી કાફલો ગમે ત્યાં જઈ શકે છે. તેને માટે તો કોલસો તથા ખોરાક લેવા સારૂ આખી દુનિયા પર જ્યાં જોઈએ ત્યાં બંદરો હાજર છે. જિબ્રાલ્ટર, માલ્ટા, એડન, કરાંચી, મુંબઈ, કોલંબો, મદ્રાસ, વગેરે હિંદુસ્તાનનાં બંદરો તથા ઑસ્ટ્રેલિઆ અને દક્ષિણ તથા પૂર્વ આફ્રિકાનાં મળીને એવાં સંખ્યાબંધ બંદરો છે. મુંબઈ જેવાં સઘળાં મુખ્ય બંદરોનું ભારે તોપો તથા સર્ચ-લાઇટો વડે રક્ષણ કરવામાં આવ્યું છે જર્મનીનાં બંદરો ગણ્યાગાંઠયાં છે. જર્મન પશ્ચિમ આફ્રિકાની રાજધાની ટોગોલૅન્ડનો આપણે કબજો મેળવ્યો છે. ચીનમાં કીઆઉ-ચાઉ બંદર છે તેના પર જાપાનીઝ અને બ્રિટિશોનો હુમલો ચાલુ હતો અને પરિણામે તેનો કબજો તેમની પાસેથી છોડાવવામાં આવ્યો છે. દક્ષિણ આફ્રિકાની સરકારે જર્મન નૈર્ઋત્ય આફ્રિકા જીતી લેવા માટે લશ્કર મોકલ્યું છે. અંગ્રેજ, આફ્રિકન, અને આપણી કેટલીક બહાદુર હિંદી ટુકડીઓ જર્મન પૂર્વ આફ્રિકા પર હુમલો લઈ ગઈ છે. ત્યાંની રાજધાની દારેસસલામને તો તોપના ગોળાથી કયારની ઉડાવી દીધી છે. ઑસ્ટ્રેલિઆ અને ન્યુઝીલન્ડ પૅસિફિક મહાસાગરમાંના સૅમોઆ જેવા જર્મન સંસ્થાનો લેવા લાગ્યા છે આ પ્રમાણે જોતાં જે થોડાં ઘણાં જર્મન વહાણો છુટાં છે તેને કોલસો તથા ખોરાકી મેળવવા માટે એક સ્થળ થોડા વખતમાં રહેશે નહિ. જેમ ખોરાક અને પાણી વગર બળદ દહાડાના દહાડા

ગાડું ખેંચી શકે નહિ, તેમ વરાળથી ચાલતાં વહાણો કોલસા વગર લાંબા વખત સુધી દરિયામાં રહી શકે નહિ. સબમરીનો, અને હવાઈ વિમાનો તો એથી પણ વધારે પરતંત્ર છે. તેઓને તો એવાં સ્થાને નજીકમાંજ જોઈએ કે જ્યાંથી તેલ, પેટ્રોલ અને ગૅસ તેઓ મેળવી શકે. એવાં સબમરીનો તથા હવાઈ વિમાનો યુરોપથી હિંદુસ્તાન આવે એ તો કેવળ અસંભવિતજ છે.

ઉત્તર સમુદ્રમાંથી બારકસોને બૉલ્ટિક સમુદ્રમાં જવા માટે કીલની નહેર છે, તેને બંને છેડે મજબૂત કિલ્લેબંધી છે; અને જર્મન કિનારાનો વિસ્તાર ઘણો નાનો છે, એટલુંજ નહિ પણ તેમાં સારાં બંદરો નથી, એટલે મોટાં વહાણો નજીક જઈ શકે નહિ. વિલ્હેમશેવનનું બંદર છે તે કૃત્રિમ છે, કુદરતી નથી. વળી કિનારેથી કેટલેક છેટે જર્મનોએ દારૂગોળાની અસંખ્ય સુરંગો મૂકેલી છે. આવાં કારણોથી બ્રિટિશ કાફલો જર્મન કિનારા પર હુમલો લઈ જઈ શકતો નથી. પણ જર્મન કાફલો નકામા જેવો થઈ પડયો છે. તે બહાર નીકળવાની હિંમત કરી શકતો નથી. દરિયા પરનો બ્રિટિશ કાબુ કેવો સંપૂર્ણ છે તે એટલા પરથીજ માલમ પડી આવે છે કે લડાઈ પછી એક અઠવાડીઆમાં તોપો, ઘોડાઓ, ઘાયલ થયલા માટેની ગાડીઓ વગેરેની સાથે દોઢ લાખ જેટલા લશ્કરને કાફલાના રક્ષણ નીચે ફ્રાન્સમાં નિર્ભયતાથી ઉતાર્યું હતું. નૉર્વે, ડેન્માર્ક, હૉલન્ડ વગેરે દેશો તરફ આપણી બોટો કોઈ પણ જાતની અડચણ વગર બેધડક દોડતી ફરે છે. લશ્કરથી ગીચોગીચ ભરેલાં ૭૦ વહાણો હિંદુસ્તાનથી મોકલવામાં આવ્યાં, તે સઘળાં ફ્રાન્સમાં માર્સેઇલ્સ બંદરે સહીસલામત પહોંચ્યા છે, અને ઇંગ્લંડનો મેલ નિયમિત રીતે આવે છે અને જાય છે. જર્મનિની હિંમત નથી કે દરિયામાર્ગે લશ્કર મોકલી શકે, કેમકે આપણો કાફલો એટલો મોટો અને મજબૂત છે કે તેના વહાણોનો તરતજ નાશ કરી શકે એમ છે. ડોવરની સામુદ્રધુની આગળ દરિયાનો પટ ૨૧ માઇલનોજ છે. ત્યાંથી જતાં કોઈ પણ વહાણને આપણે અટકાવી શકીએ. જર્મનોએ આપણા કાફલાને જે કંઈ નુકસાન કર્યું છે તે ફક્ત સુરંગો પાથરીને અને સબમરીનનો હુમલો લાવીને. એ તો ખુલ્લુંજ છે કે આપણાં વહાણો જર્મન વહાણોને બહાર કાઢવાને જર્મન કિનારાની બહુ નજીક જાય અને તેમના પર હુમલો કરે, ત્યારે કોઈક વખત તે સુરંગ સાથે અથડાવાથી ઊડી પણ જાય. આવા બનાવો પણ ધાર્યા કરતાં ઘણા

ઓછા થયા છે, ને તેનું કારણ આપણા ખલાસીઓની ભારે ચતુરાઈ અને હિંમત છે. આપણે થોડીએક બોટો ગુમાવી છે, પણ તેમાંની એક પણ નવી કે જોરાવર નહોતી; જર્મનોએ તો ઘણી ખોઈ છે. આપણી પાસે બારકસો એટલાં બધાં છે કે જરૂર પડે તો જર્મનો કરતાં વધારે ખોઈએ તોપણ ચિંતા નથી. થોડા વખત પરજ આપણે આપણું એક પણ વહાણ ખોયા વગર પાંચ જર્મન બારકસો ડુબાવ્યાં હતાં. વળી બ્રિટિશ કાફલામાં એવી ખાસ બોટો રહે છે કે જે દરિયાને સાફ કરે અને સુરંગોને જેમ જાળમાં માછલી પકડે તેમ પકડી લે. એ બોટો વળી કેટલેક સ્થળે સુરંગો મૂકતી જાય છે, જેથી જો જર્મન કાફલો બહાર આવવા પ્રયત્ન કરે, તો તેનાં ઘણાં વહાણો ઊડી જવાનો સંભવ છે. દુનિયા પર સૌથી બળવાન્ કાફલો બ્રિટિશોનો છે, અને ત્યારપછી બીજે નંબરે જર્મન નૌકાસૈન્ય આવે છે. જર્મનિના કાફલા કરતાં તો તે ઘણો બળવાન્ છે, અને બ્રિટન નવી બોટો ઘણી ઝડપથી તૈયાર કરી શકે એમ છે. બ્રિટિશ, ફ્રેન્ચ, અને રશિઅન કાફલાઓ મળીને જર્મન અને ઑસ્ટ્રિઅન કાફલા કરતાં બમણા મોટા છે. જર્મન અને ઑસ્ટ્રિઅન કાફલાઓ કંઈજ કરી શકે એમ નથી. જર્મન કાફલો સુસ્ત પડી રહ્યો છે, અને જર્મનિનો દરિયામાર્ગે ચાલતો વેપાર બંધ થઈ ગયો છે. આખી દુનિયા પરનાં જર્મન વહાણો પકડાયાં છે. તેઓ ખોરાક કે જરૂરની ચીજો જર્મનિ લઈ જઈ શકે એમ નથી. આવાં કારણોથી જર્મનિને ભારે નુકસાન અને દુઃખ ખમવાં પડે છે; પણ દરિયામાર્ગનો બ્રિટિશ વેપાર લગભગ પહેલાં જેવોજ ચાલ્યાં કરે છે.

ઑસ્ટ્રિઆનો દરિયા સાથેનો સંબંધ ફક્ત ઉત્તર ઍડ્રિઆટિક સમુદ્રમાંજ છે. ઍડ્રિઆટિકને પણ ફ્રેન્ચ અને બ્રિટિશ કાફલાઓ ચોકખો કરતા જાય છે, અને ઑસ્ટ્રિઆના ટાપુઓ તથા કિનારા પર પણ ગોળા છોડતા રહે છે અને જીત મેળવતા જાય છે. ઑસ્ટ્રિઆની મોટી સ્ટીમર મેરિઅનબાદ લડાઈ શરૂ થતાં પહેલાં મુંબઈથી ઉપડી હતી, પણ ટ્રીએસ્ટ પહોંચતાં પહેલાં પકડાઈ ગઈ હતી.

## પશ્ચિમ તરફની લડાઈ.

બેલ્જિઅમ સામું થયું તેથી ફ્રેન્ચ અને અંગ્રેજી લશ્કરો ફ્રાન્સની સરહદ પરથી બેલ્જિઅમમાં આગળ વધી શક્યા, જોકે તેમનો અસલ ઇરાદો તો જર્મનો ફ્રાન્સમાં હુમલો લાવે તેની રાહ જોવાનો હતો. બેલ્જિઅમ નાનું હોવાથી લાંબો વખત ટકી શક્યું નહિ, અને જર્મનોએ ફ્રેન્ચ

અને અંગ્રેજો સામે મોટી સંખ્યામાં લશ્કર ઉતાર્યું, તેથી મિત્ર રાજ્યો ધીમેધીમે વ્યવસ્થાપૂર્વક પાછા હઠયાં, અને જર્મનોને પોતાના દેશથી તથા બેલ્જિઅમથી દૂર ખેંચી લાવ્યા અને તેમને ઘણું ભારે નુકસાન પહોંચાડયું. પણ જર્મનો પૅરિસ પહોંચે તે પહેલાં તો આપણે તેઓના પર એકદમ હુમલો લઈ ગયા અને માર્ન નદી પરના ભારે યુદ્ધમાં તેમને હરાવ્યા. જે રસ્તે તેઓ આવ્યા હતા તેજ રસ્તે તેઓને ઉતાવળથી આઇન નદી સુધી પાછું હઠવું પડયું. પણ આપણા સેનાપતિઓ જાણે છે કે જર્મનોનાં મજબૂત મથકો પર મોટો હુમલો લઈ જવાનું જોખમ ખેડવાની જરૂર નથી, કેમકે રશિઅનો પૂર્વ તરફથી જર્મનિ પર હુમલો કરી રહ્યા છે.

## પૂર્વ તરફની લડાઈ.

રશિઅનોએ પહેલાં પૂર્વ અને દક્ષિણ બે બાજુએથી જર્મનિ પર હુમલો કર્યો અને ઝડપથી ધસ્યા. જર્મનોનું આખું લશ્કર પશ્ચિમમાં રોકાયલું હતું, તેથી આ તરફના ભાગમાં ઘણું થોડું લશ્કર હતું. રશિઆના આ હુમલાને લીધે જર્મનિને પશ્ચિમમાંથી ખેંચી લશ્કર ત્યાં મોકલવું પડયું. આ નવા આવેલા સૈન્યે પહેલાં તો રશિઅનોને પાછા હઠાવ્યા, પણ પાછળથી રશિઅનોએ તેમને પાછા હઠાવ્યા. પૂર્વ પ્રશિઆ પરનો આ રશિઅન હુમલો જર્મનોને હેરાન કરવા ખાતર તથા તેમનું મોટું લશ્કર રોકી રાખવા ખાતરજ હશે. એ વખતેજ એક બીજા રશિઅન લશ્કરે ઑસ્ટ્રિઆ-હંગરિ પર હુમલો કીધો છે. તેણે જર્મનોની મદદ મળવા છતાં ઑસ્ટ્રિઅન લશ્કરને કેટલાંક યુદ્ધોમાં હરાવ્યું છે. જો આ બાજુ તરફ રશિઆ ફતેહમંદ ઊતરશે, તો તે જર્મનિ પર અગ્નિ કોણ તરફથી, પોલન્ડમાં થઈને પૂર્વ તરફથી, અને પૂર્વ પ્રશિઆમાં થઈને ઈશાન કોણમાંથી હુમલો લઈ જવા શક્તિમાન્ બનશે. આ પ્રમાણે જોતાં જર્મનોને દરેક બાજુએ શત્રુ સામે થવાનું છે. જો પશ્ચિમમાં તેમની હાર થાય અથવા તેમને થોભાવીજ રાખવામાં આવે, તો ધીમેધીમે સૂડી વચ્ચેના સોપારી માફક બંને તરફના લશ્કરો તેમને છૂંદી નાખશે. એટલું છે કે રશિઅનોએ આગળ વધવામાં બહુ સાવચેતી રાખવી પડશે, કેમકે કૉનિગ્ઝબર્ગ અને ડૅન્ઝિગ આગળ તેમજ જર્મન પૂર્વ સરહદ ઉપર જોરાવર કિલ્લાઓ છે, અને હજી હરાવવાના સીપાઈઓની સંખ્યા મોટી છે. રશિઆનું લક્ષ્યબિંદુ આખરે બર્લિનજ છે.

## સર્વિઆ તરફની લડાઈ.

સર્વિઆની રાજધાની ઑસ્ટ્રિઆની સરહદ ઉપરજ છે, પણ તે ઑસ્ટ્રિઅનો લઈ શક્યા નથી. તેઓએ હુમલો કરેલો પણ તે મારી હઠાવ્યો છે. સર્વિઆના વાયવ્ય કોણમાં શૅબાઝ અને લૉસ્નિટ્ઝા આગળ ભારે યુધ્ધો થયાં હતાં, પણ તેમાં સર્વિઅનોએ સંપૂર્ણ ફતેહ મેળવી હતી, એટલુંજ નહિ પણ કેદીઓ, તોપો, ને સરંજામ મોટા પ્રમાણમાં મેળવ્યો હતો. સર્વિઆ પર હુમલો લઈ જવાનું ઑસ્ટ્રિઆએ તદન છોડી દીધું છે. સર્વિઅનો હવે બૉસ્નિઆ પર હુમલો લઈ ગયા છે. બૉસ્નિઆ અને હર્ઝેગોવીનીઆ એ બે પ્રાંતોમાં ઘણા સર્વિઅનો રહે છે. તેઓ કદાચ બળવો કરશે અને સર્વિઅનોને મળી જશે. મૉન્ટીનીગ્રો સર્વિઆને મળેલું છે અને દક્ષિણ તરફથી હુમલો કરવામાં મદદ કરે છે.

જપાનનું ખાતંલ કરતાં મિત્ર રાજ્યોનું લશ્કર ૯૧ લાખનું છે, જ્યારે દુશ્મનોનું ૮૦ લાખનું છે. મિત્ર રાજ્યોની મદદમાં હિંદુસ્તાન તથા સંસ્થાનો વગેરેમાંથી નવું લશ્કર આવતુંજ જાય છે, ને ઇંગ્લંડમાંજ લૉર્ડ કિચનરે પાંચ લાખ માણસોનું નવું લશ્કર ઊભું કરી દીધું છે. હિંદુસ્તાનમાંનું લશ્કર લડાઈમાં ઊતરી ચૂક્યું છે, અને તેમના પરાક્રમોના બધી તરફથી વખાણ થતાં આપણે સાંભળીએ છીએ. માણસોની આવી છૂટ મિત્ર રાજ્યોનેજ છે, અને શત્રુનું લશ્કર લડાઈ તથા રોગના કારણથી નિર્બળ પડતું જાય છે, અને ઘાયલ થયેલા તથા મરેલાની જગ્યા લેવા માટે તેમની પાસે નવા માણસો નથી. તે પરથી સરકાર જે ધારણા રાખે છે ને ચોક્કસજ છે કે આપણે શત્રુને જલદી હરાવીશું નહિ અથવા કદાચ આપણને પાછા હઠવું પડશે તોપણ ચિંતા નથી, કેમકે વખત આપણને અનુકૂળ છે, અને વહેલો-મોડો પણ આપણો વિજય નક્કીજ છે.

## તુર્કસ્તાનનું જર્મનિ સાથે જોડાવું.

થોડા વખત થયાં તુર્કસ્તાન પણ જર્મનિ સાથે જોડાયું છે. એ દેશનું વલણ જર્મનિ તરફનું છે એવો શક એ સરકારની ગોબન અને બ્રેસ્લો નામની જર્મન મનવારો પ્રત્યે બતાવેલી વર્તણુક ઉપરથી ઉત્પન્ન થયો હતો. એક બીજી પ્રજા વચ્ચેના નિયમ પ્રમાણે તેમજ તુર્કસ્તાન સાથેના કરારોને અનુસરીને એ બંને મનવારોને તુર્કસ્તાનની સરકારે રોકી રાખવી જોઈતી હતી, અને તે ઉપરના ખલાસીઓને લડાઈ પૂરી થતાં સુધી પોતાના દેશમાં

જવા દેવા જોઈતા નહોતા, અથવા તો ચોવીસ કલાક પછી તેમને ખુલ્લા દરિયામાં જવા દેવા જોઈતા હતા. આમ ન કરતાં આ મનવારોને આશ્રય લેવા દેવામાં આવ્યો હતો અને ફ્રેન્ચ વહાણ ઉપર દુશ્મનાવટ બતાવવાની તેને છૂટ આપવામાં આવી હતી, અને પછી એકદમ જાહેર કરવામાં આવ્યું હતું કે આ વહાણો તુર્કસ્તાનની સરકારે ખરીદ કરેલાં હતાં; એટલુંજ નહિ પણ એ સરકારે પોતાના કાફલાનાં ઉપરી બ્રિટિશ ઍડમિરલને કાઢી જર્મન ખલાસીઓ રાખ્યા હતા. એ ઉપરાંત ડાર્ડનલ્સના રસ્તામાં દરિયાઈ સુરંગો નાખવામાં આવેલી હતી, અને તે તરફના બ્રિટિશ વેપારી વહાણોને એક નહિ તો બીજે બહાને આગળ જવું સહીસલામત નથી એમ કહીને રોકી રાખવામાં આવ્યાં હતાં. વળી બગદાદ તથા મેસોપૉટેમિઆના તુર્કી સરકારના મુખ્ય અમલદારોએ મિત્ર રાજ્યો સામે રૈયતને ખુલ્લી રીતે ઉશ્કેરણી કરી છે. આ સઘળી સતાવણી છતાં નામદાર બ્રિટિશ સરકારે તુર્કી સરકારને જણાવ્યું હતું કે ગોબન ને બ્રેસ્લૉ પર જર્મનને બદલે તુર્કી ખલાસીઓ મૂકવામાં આવશે, અને બ્રિટિશ વેપારી વહાણોને હરકત કરવામાં નહિ આવે, તથા તટસ્થ રાજ્યની ફરજો માનપુર્વક અદા કરવામાં આવશે, તો તેમનાં ત્યારસુધીનાં શત્રુતાભરેલાં કૃત્યો તરફ ધ્યાન નહિ આપવામાં આવે, એટલુંજ નહિ પણ ખાતરીવાળી લેખી બાંયધરી આપવામાં આવશે કે ગ્રેટબ્રિટન તુર્કી સરકારની સ્વતંત્રતા તથા અખંડિતપણાને સંભાળથી માન આપશે. તે ઉપરાંત પણ તુર્કસ્તાનને આર્થિક રીતે લાભદાયક થાય એવી શરતો કરી આપવાની ખાતરી આપી હતી. તે છતાં તુર્કી સરકારે વધારે ને વધારે સતાવણીભરેલી વર્તણુક ચાલુ રાખી, અને સીરીઆ પ્રાન્તમાં લશ્કરી તૈયારીઓ કરવામાં આવી, તેમજ ખ્રિસ્તીઓની સામે મુસ્લીમોની લાગણી ઉશ્કેરવાનો આગનો ઝુંડો લઈ ફરનાર માણસો તરફથી એક દીન જગાવનારૂં લખાણ છપાવી વહેંચવામાં આવ્યું. વળી એમ પણ સંભળાયું છે કે હિંદુસ્તાનના મુસલમાનોની નામદાર બ્રિટિશ સરકારની વિરુદ્ધ લાગણી ઉશ્કેરવા માટે તુર્કસ્તાન તરફથી હિંદુસ્તાન માણસો મોકલવામાં આવ્યા છે.

ગ્રેટબ્રિટન દુનિયામાં મોટામાં મોટું મુસલમાની કોમ ઉપર સત્તા ધરાવનારૂં રાજ્ય છે, અને તુર્કી સરકારના વફાદાર અને એકનિષ્ઠાવાળા મિત્ર રાજ્ય તરીકે રહેલું છે; વળી તેણે બાલ્કન વિગ્રહની અંદર ડગી ગયલી તુર્કી સરકારની રાજ્યસત્તાને સ્થિર બનાવવા અને યુરોપમાં તેણે ખોયલી

પદવીને ફરી મેળવી આપવામાં અડગપણે આજસુધી મદદ કરી છે. આટલું છતાં જર્મનિ અને ઑસ્ટ્રિઆ જે તુર્કી રાજ્યના ઐહિક દુશ્મન છે, તેમના ફાયદાને માટે તેમની ઉશ્કેરણીથી તુર્કસ્તાન નામદાર બ્રિટિશ સરકારના દુશ્મનો સાથે ખરાબ રીતે લલચાઈને જેટલું ગેરવ્યાજબી તેટલુંજ કૃતઘ્ન વલણ અખત્યાર કરવા લલચાયું છે એ ખરેખર અફસોસની વાત છે.

ઉપરની હકીકત જોતાં માલમ પડશે કે બ્રિટિશ સરકારને તુર્કસ્તાન સામે ઇચ્છાવિરુદ્ધ લડાઈમાં ઊતરવાનો પ્રસંગ આવ્યો છે, ને તેમાં પણ બ્રિટિશ સરકારે ખાતરી આપી છે કે વિગ્રહ દર્મિયાન ઇસ્લામની મસ્જીદો તથા બીજાં પવિત્ર સ્થળોનું રક્ષણ કરવામાં આવશે. માટે અત્રેના મુસલમાન બંધુઓને પોતાની હંમેશની શાંતિ જાળવવા તથા લડાઈનો અંત ખુદાની મહેરબાનીથી જલદી આવે એવું ઇચ્છવા ભલામણ કરીએ છીએ.

### ઉપસંહાર.

ગ્રેટબ્રિટને જે તલવાર મ્યાનમાંથી ખેંચી છે તે નાનાં રાજ્યોની સ્વતંત્રતા જાળવવાને માટેજ તથા જર્મન લશ્કરી દોર તોડવાને માટેજ છે. થોડાક વખત પર ઇંગ્લંડના વડા પ્રધાન રાઇટ ઑ. મિ. ઍસ્ક્વિથે જાહેર કર્યું હતું તેમ આ લડાઈ કંઈ દેશ જીતવાને માટે આપણે લડતા નથી, પણ આ પવિત્ર સાત્વિક યુદ્ધ છે. માટે લેખ સમાપ્ત કરતાં પહેલાં ખરા અંતઃકરણથી એજ ઇચ્છીએ છીએ કે ન્યાય અને સ્વતંત્રતાની તરફેણ કરનાર આપણી સરકારની ધારણા ઈશ્વર સત્વર પૂરી પાડો અને તેમને અપૂર્વ યશની પ્રાપ્તિ થાઓ!



## મહારાજ્યનો આદેશ.

( રા. રા. એમ. જે. દવે. અંકલેશ્વર ).

( સુંદર શિવ મંગલ ગુણ ગાઉં ઈશ્વરા—એ રાગનું ).

આદેશ આજ આપણને થાય મધુરવા!<br>
બ્રિટિશ મહારાજ્યના શ્રી રંગ રેલવા!<br>
જન્મીએ છ, જીવીએ છ, રાજ્ય અંગ શાં<br>
પાહોમ હોમીએ સદૈવ જીવન આપણાં!<br>
શુદ્ધ બુદ્ધ સત્ય ન્યાય શક્તિ દાખવા—<br>
આદેશ આજ આપણને થાય મધુરવા!

હિંદ-બાલ, બ્રિટન-પ્રજા, ઈશ કૃપા હવ્યાં,
પિતૃનાં પરાક્રમો સ્મૃતિ સદા ભર્યાં:
કર્તવ્ય આપણાં વિલાસો માત યશધરા,
આદેશ આજ આપણને થાય મધુરવા !

શ્રદ્ધા એક, એક સ્વપ્ન, પ્રેરો બલવતાં,
પુત્ર બ્રિટનના હમે, જહીં જહીં વસ્યાં;
સમુદ્રથી સુકીર્તિ કોડીલી ઉછાળવા,
આદેશ આજ આપણને થાય મધુરવા !
બ્રિટિશ મહારાજ્યના શ્રી રંગ રેલવા !

---

## આદર્શશિક્ષક કોણ ?

( રા. રા. ગોપાળ જગન્નાથ દવે-કુણાવાડા ).

( ' ઇન્ડિઅન એજ્યુકેશન ' માસિકના જુલાઈ માસના અંકમાં છપાએલા 'Who is the ideal teacher ?'—એ લેખનું ભાષાંતર).

આજકાલના પ્રગતિ અને સુધારાના સમયમાં વિચારશીલ પુરુષોના મગજ માટે ઘણી બાબતો સાહિત્યવિષયક ખોરાક પૂરો પાડે છે. મનુષ્ય-જાતિના હિતચિંતકોમાં ઘણી ખંતથી ચર્ચાતા ઘણાં વિષયો પૈકી એક વિષય ' કેળવણી ' છે. પરિપક્વ પદ્ધતિસર શિક્ષણ ' કેવી રીતે ' આપવું અને આવી અતિ જરૂરની કેળવણી આપનાર ' કેવો ' હોવો જોઈએ, એ બે સવાલોનું નિરાકરણ કેળવણી સંબંધે વિચાર ચલાવનારા વિદ્વાનો તરફથી રહ્યું જરૂરનું છે. આ બે પૈકી પહેલાં સવાલનો નિર્ણય કરવો કંઈક અઘરો છે. પાછલાં ઘણાં વર્ષોથી કેળવણીના પરિપક્વ અનુભવીઓનું લક્ષ આ વિષય તરફ ખેંચાતું રહ્યું છે ખરૂં, પરંતુ અજ્ઞાન અને નિરક્ષરતાના ઊંડા ખાડામાંથી જનસમૂહનો ઉદ્ધાર કરવાની કોઈ પણ વ્યવહારૂ અને સુલભ રીતિ હજી સુધી બહાર આવી નથી.

પરંતુ બીજો સવાલ—એટલે કે કેળવણી આપવાને કોણ લાયક છે, અને સરળ શબ્દોમાં કહેતાં નમુનેદાર શિક્ષક કોણ છે, તેના નિર્ણય માટે નામદાર સરકારે તેમજ કેટલીક લોકોપયોગી સંસ્થાઓએ ઘણું કર્યું છે.

પ્રસ્તુત વિષયના સંબંધમાં જે જે વિવેચન કરી શકાય અથવા કરવું જરૂરનું છે તે આ લેખના જુજ પૃષ્ઠોમાં જણાવવું અશક્ય છે. 'શિક્ષક'ની ઉપાધિને સાર્થક કરનારા શિક્ષકોમાં જરૂર હોવી જોઈતી લાયકાતો અને ગુણોના મુખ્ય મુખ્ય મુદ્દાઓ ઉપર વિવેચન કરવું એટલોજ આ લેખકનો હેતુ છે.

પ્રારંભમાં કહેવું જોઈએ કે શિક્ષણની લાયકાતોના બે વિભાગ કરી શકાય. (૧) નૈસર્ગિક કે કુદરતી, (૨) કૃત્રિમ કે પ્રાપ્ત કરેલી. પહેલા વિભાગમાં માત્ર ગણ્યાગાંઠ્યા શિક્ષકોનો સમાવેશ થાય છે; જ્યારે બીજા વિભાગ આ ધંધામાં પડેલા શિક્ષકોની લાંબી પરંપરાથી ઉભરાઈ જાય છે. શિક્ષકની યોગ્યતાના પ્રકારોનું અવલોકન કરતાં તેનું પરિણામ કંઈક નીચે મુજબ વર્ગ પાડી બતાવી શકાય.

૧. શારીરિક યોગ્યતા.

(अ) શરીર અથવા આકૃતિ.

મન વિશુદ્ધ રાખવાને, શરીરને પણ નિરામય રાખવાની શિક્ષકને જરૂર છે. તેનો બાંધો રાક્ષસી કદનો કે છેક ઠીંગણો ન હોવો જોઈએ, તેમજ ઘણો પાતળો કે સ્થૂલ પણ ન હોવો જોઈએ. કોઈ પણ જાતના કે ચેપી રોગોથી તેનું શરીર મુક્ત હોવું જોઈએ, અને અમુક રીતભાતોને વળગી રહેવાના વલણવાળું અને શારીરિક ખોડખાંપણવાળું પણ ન હોવું જોઈએ. તેની આકૃતિ ઠીક (fair) હોવી જોઈએ. અને જે જોખમદારી ભર્યું કામ કરવાનું તેણે માથે લીધું છે તેને માટે લાયક થાય તેવું તેનું શારીરિક બંધારણ હોવું જોઈએ. આંખ, કાન, જિહ્વા, નાક અને ત્વચા વગેરે ઇંદ્રિયોની શક્તિઓ પણ પૂર્ણ રીતે વિકાસ પામેલી હોવી જોઈએ. શિક્ષકનો ચહેરો આનંદી, દેખાવ આકર્ષક, અને રીતભાત ખુશકારક હોવી જોઈએ. વર્ગમાં સરળ સ્વભાવવાળાં મુગ્ધ બાળકો સમક્ષ શિક્ષકે કદી પણ ગુસ્સાભર્યો ચહેરો ધારણ ન કરવો જોઈએ.

(ब) પોશાક અને સ્વચ્છતા.

શિક્ષકનો પોશાક સ્વચ્છ હોવો જોઈએ, એટલે કે શરીર તથા માથા ઉપર યોગ્ય વસ્ત્ર પહેરવું જોઈએ. ખાસ કરીને તે યુરોપીય ઢબનાં હોવાની જરૂર નથી. ભપકાદાર અને કિંમતી કપડાં પહેરવાનું દરેક શિક્ષકથી બની

શકતું નથી, પરંતુ શાળામાં જવા માટે સાદાં, સ્વચ્છ કપડાં પહેરવા માટે તો આપણામાંના દરેક જણ પાસે પૂરતાં સાધનો હોય છેજ. શરીર, પોશાક, ટેવ, કામ, અને રીતભાતમાં, શિક્ષક સ્વચ્છતાનો નમુનોજ હોવો જોઈએ. તે બાળકોને અનુકરણીય હોવો જોઈએ.

(ક) અવાજ અને ભાવ સમજાવવાની શક્તિ.

શિક્ષકનો અવાજ સ્પષ્ટ અને મધુર હોવો જોઈએ. તેણે વર્ગમાં તાણીને ન બોલવું તેમજ ગણગણવું કે ધીમે પણ બોલવું ન જોઈએ. પ્રથમ જણાવેલી મોટેથી બોલવાની ટેવ તેની નબળાઈ જણાવે છે, એટલુંજ નહિ પણ પાસેના વર્ગોને ચાલતા કામમાં હરકત કરે છે; જ્યારે બીજી ટેવ વિદ્યાર્થીઓને કંટાળાભરેલી લાગે છે, અને તેથી વર્ગમાં જે શિક્ષણ ચાલતું હોય તેમાંથી તેમનું લક્ષ બીજે ખેંચાઈ જાય છે. વર્ગના છોકરાઓની સંખ્યાના પ્રમાણમાંજ શિક્ષકે બોલવાનો શ્રમ લેવો જોઈએ. ઉદાહરણ તરીકે, પચીશ છોકરાઓના વર્ગમાં શિક્ષકે તેટલાજ છોકરાઓ સાંભળી શકે તેવી રીતે બોલવું જોઈએ. સાંજે કામ પૂરું થતાં સુધી એકસરખા પ્રમાણમાં અવાજ કાઢવાનો શિક્ષકે પ્રયત્ન કરવો જોઈએ. અતિશય તાણીને બોલવાથી શિક્ષકના પોતાનાજ શરીરને ધક્કો પહોંચે છે. મધુર અવાજની કુદરતી બક્ષિસ હોવા ઉપરાંત પોતાના વિચારોનું સ્ફોટન કરવાની શક્તિ પણ શિક્ષકમાં કુદરતી રીતે હોવી જોઈએ. માણસ પોતે ગમે તેવા વિચારો કરી શકે પણ તે વિચારોને યથાસ્થિત રીતે દર્શાવનાર બહુ થોડા હોય છે. શિક્ષકની વિચારશક્તિ તથા તે દર્શાવવાની શક્તિ સારી હોવી જોઈએ, અને પોતાના વિચારો સરળ અને ચૂંટી કાઢેલા શબ્દોમાં ગોઠવી . કાઢી તેમને છૂટથી, ધીમેથી, અને સ્પષ્ટતાથી દર્શાવવા જોઈએ.

૨. માનસિક યોગ્યતા.

(અ) બુદ્ધિ અને જ્ઞાન.

પુસ્તકો, વર્તમાનપત્રો, તથા ચોપાનીઆં વગેરે વાંચી તેમાંથી ગ્રહણ કરવાની પૂરતી બુદ્ધિ શિક્ષકમાં હોવી જોઈએ. જલદીથી અને સહેલાઈથી સમજી જવાની શક્તિ દરેક શિક્ષકમાં ઇચ્છવા યોગ્ય છે; પણ તીવ્ર બુદ્ધિ તથા સમજશક્તિવાળા માણસો જવલ્લેજ મળી આવે છે, તોપણ ઉદ્યોગ અને કામ કરવામાં સતત મંડયા રહેવાથી આ ખોટ પૂરી પડે છે. શિક્ષક-

ને પોતાના વિષયનું પૂરૂં જ્ઞાન હોવું જોઈએ અને તેમાં નિપુણતા પ્રાપ્ત કરેલી હોવી જોઈએ. 'સારૂં જ્ઞાન મેળવો, અને સારૂં જ્ઞાન આપો '—એ દરેક શિક્ષકનો મુદ્રાલેખ હોવો જોઈએ. પુસ્તકોનું નિદિધ્યાસન કરવામાં તથા પોતાના જ્ઞાનના ભંડોળમાં વધારો કરવાનો પરિશ્રમ કરવામાં લગાર પણ ખામી ન રાખવી જોઈએ, અને જ્ઞાનના ઊંડા અને અગાધ ભંડારમાં પ્રવેશ કરવો જોઈએ. વધુ બાબતોના જ્ઞાન માટે તીવ્ર ઇચ્છા રાખવી જોઈએ. 'હું ઘણો હોશિયાર વિદ્યાર્થી હતો, અને મને બહુ પુસ્તકો વાંચવાનો મહાવરો હતો, તથા મેં અમુક મિત્રના ઘરની અથવા તો અમુક શાળાની કે અમુક લત્તામાં આવેલી અમુક પુસ્તકશાળાના સઘળાં પુસ્તકો વાંચી કાઢ્યાં છે'—એવું કહેનાર શિક્ષકો ઘણા જડી આવશે. આથી તેમની ઉત્તરાવસ્થામાં ફાયદો થશે તેની ના કહી શકાય નહિ, પરંતુ જ્ઞાન એ એવો કુઆરો છે કે જેમાં અખૂટ ખજાનો રહેલો છે. શિક્ષકે યાદ રાખવું જોઈએ કે એક વાર પ્રાપ્ત કરેલું જ્ઞાન વખત જતાં જીર્ણ થઈ જાય છે, અને તેમાં નિરંતર સુધારોવધારો કરવાની આવશ્યકતા છે.

(ઘ) અવલોકન અને યાદદાસ્તી.

પોતાના જ્ઞાનની વૃદ્ધિ કરવામાં શિક્ષકને મદદ આપે એવી બે અગત્યની બાબતો છે. અવલોકન કરવાની ટેવ પોતાની આંખને આનંદ આપે છે, અને જ્ઞાનને પરિપક્વ બનાવે છે. જે વાંચ્યું હોય અથવા સાંભળ્યું હોય તેમાં સુધારો કરી દૃઢ કરે છે, અને દરેક બાબતની ઉત્કૃષ્ટ માહીતી આપે છે. પોતે છાતી ઠોકીને કહી શકે છે કે મેં અમુક બનાવ અથવા વાત નજરોનજર જોઈ છે. અવલોકન એ પાયો છે, ને તેના ઉપર પુસ્તકો અને બીજાં સાધનો વડે પ્રાપ્ત કરેલા જ્ઞાનની ઇમારત શિક્ષક બાંધી શકે છે. સ્પર્શેન્દ્રિય વડે અલબત ઘણીખરી વાર મનને સીધી અસર થઈ શકતી નથી, તોપણ તેને બાદ કરતાં અન્ય જ્ઞાનેન્દ્રિયો કરતાં ચક્ષુરિન્દ્રિયને મન સાથે પ્રત્યક્ષ સંબંધ વધારે હોય છે.

શિક્ષકને અવસ્ય કેળવવાની શક્તિ તે યાદશક્તિજ છે. યાદશક્તિ વિના જ્ઞાનનો સંગ્રહ થઈ શકતો નથી. એક વાર વાંચેલું સહેલાઈથી ભૂલી જવાય છે, અને અંતે ભણ્યા પણ ગણ્યા નહિ તેવી સ્થિતિ થાય છે. જે વાંચ્યું હોય તેને સારી પેઠે યાદ આવવું અને વાગોળવું–પુનરાવર્તન–પિષ્ટ-

પેષણ કરવું, મનન કરી પચાવવું-જીરવવું, મન સાથે એકરસ કરવું, અને નિદિધ્યાસન કરી જાળવી રાખવું. એમ બને ત્યારેજ માત્ર તે વાસ્તવિક જ્ઞાન બને છે. ઉત્પાદક અને પુનરુત્પાદક એવી બે પ્રકારની યાદશક્તિનું વિસ્તારથી અત્રે વર્ણન કરવાની જરૂર નથી. બંનેની શિક્ષકને તો જરૂરજ છે.

(क) ઇચ્છાશક્તિ.

મનના જુદાજુદા ધર્મો અને શક્તિઓને નિયમમાં રાખનાર ઇચ્છાશક્તિજ છે. એવું કહેવાય છે કે, 'જ્ઞાન તેજ શક્તિ છે'; પરંતુ એમ પણ કહેવાય કે એકલું જ્ઞાન તે શક્તિ નથી. જ્યારે તે જ્ઞાનને ઉપયોગમાં મૂકવામાં આવે ત્યારેજ તે શક્તિ કહેવાય છે, અર્થાત્ ઉપયોગમાં મૂકેલું જ્ઞાન તેજ શક્તિ છે. જ્ઞાનના મંદિરને ખોલવાની અને તેના ગુપ્ત ભંડારને જિજ્ઞાસુ માટે ખુલ્લો કરવાની કુંચી તે ઇચ્છાશક્તિ છે; જ્ઞાનને જો નિરંતર ઉપયોગમાં ન લેવામાં આવે તો તે મરી જાય છે-નાશ પામી જાય છે. અમુક પ્રકારના પાઠમાં અમુક જાતના જ્ઞાનનો ક્યારે, ક્યાં, કેટલો, અને કેવી રીતે ઉપયોગ કરવો તે શિક્ષકે જાણવું જોઈએ. આ કામમાં શિક્ષકને સારાસાર સમજાવનાર વિવેકબુદ્ધિની જરૂર છે, અને આવી શક્તિ તે ઇચ્છાશક્તિનું તત્ત્વ છે. આ ઉપરથી, શિક્ષક દૃઢ અને સંસ્કાર પામેલી ઇચ્છા કરનાર શક્તિસંપન્ન હોવો જોઈએ, એ સ્પષ્ટ થાય છે, અને ત્યારેજ આ વડે તે પોતાના નિત્યકાર્યોમાં પોતાના જ્ઞાનનો ઉપયોગ કરી શકે છે.

(ड) ટેવો.

ટેવ એ મનુષ્યનો બીજો સ્વભાવ કહેવાય છે. જો શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને સારી ટેવો પાડતાં શિખવવા ઇચ્છતો હોય તો તેની પોતાનીજ ટેવો સારી હોવી જોઈએ. સતત મહાવરા વડે અને યથાર્થ રીતે અનુકરણ કરવાથી સારી ટેવો પાડી શકાય છે. બાળકો ઉત્તમ અનુકરણ કરનારાં હોય છે, અને શિક્ષક તેમના આગળ અનુકરણીય નમુનારૂપ છે. તેઓ સ્વાભાવિક રીતે શિક્ષકનેજ અનુસરે છે; માટે જો શિક્ષકમાં સારી ટેવોનો સંગ્રહ ન હોય તો ઉછરતી પ્રજાનો રીતભાત અને ટેવોની બાબતમાં અધઃપાત થયા વિના રહેજ નહિ. ઘણા ગુણો પૈકી નીચેના-સ્વચ્છતા, આજ્ઞાંકિતપણું, ધીરજ, વડીલો પ્રત્યે માન, પ્રામાણિકપણું, ઉદ્યોગીપણું, પદ્ધતિ, ખંત, નિયમિતપણું, સમયાનુવર્તન, સભ્યતા,

અને સારી રીતભાતોની ટેવો વગેરે–વિદ્યાર્થીઓના અંતઃકરણમાં શિક્ષકે ઠસાવવા સખત યત્ન કરવો જોઈએ.

૩. ધંધાને લગતી અને ખાસ યોગ્યતા.

દરેક માણસ આ ધંધામાં–ક્યાંતો તે ધંધા માટેની આસક્તિને લઈને અથવા તો શરૂઆતમાં જે પગાર મળે છે તેથી લલચાઈને દાખલ થાય છે. પરંતુ પ્રથમ જણાવ્યા મુજબ, આ ધંધાવાળા ઘણા માણસો 'જન્મેલા' નહિ પણ 'બનેલા' શિક્ષકો હોય છે. તેથી આવા માણસોને, વખાણાયલી કુશળતાવાળા અને જામેલી પ્રતિષ્ઠાવાળા વિદ્વાનો વડે ચાલતી ટ્રેનિંગ કૉલેજો અને શાળાઓમાં દાખલ થવાની જરૂર છે. શિક્ષકોએ આવી ઉચ્ચ પ્રતિષ્ઠાવાળા પુરુષોની સમીપે બેસી બંદોબસ્ત માટેના આવશ્યક નિયમો, યોજનાશક્તિ, વ્યવસ્થા, પદ્ધતિ વગેરે શીખવું જોઈએ. ચિત્રવિદ્યા, માટીના આકાર બનાવવાની રીત, સ્લૉઇડ કામ (સ્વીડનમાં શિખવવામાં આવતી હાથના કામની પદ્ધતિ), શારીરિક કવાયત, વગેરે વિષયોનું શિક્ષણ પ્રાપ્ત કરવું જોઈએ. સંપૂર્ણ રીતે કેળવાયલો માણસ છોકરાઓના વર્ગ માટે યોગ્ય શિક્ષક ગણાય છે.

૪. નીતિવિષયક યોગ્યતા.

'Students' moral guide' નામના પુસ્તકમાં લખેલું છે, કે "બાળકોનું નીતિવિષયક અને માનસિક શિક્ષણ એજ કેળવણીનું લક્ષ્યબિંદુ હોવું જોઈએ, અને તેથી જ્ઞાન, ચારિત્ર, તથા વિદ્યાએ યુક્ત ડહાપણ પ્રાપ્ત થવાં જોઈએ." સ્માઇલ્સ કહે છે કે, "હુન્નર, વિદ્યા, અને પદાર્થવિજ્ઞાનાદિમાં મનુષ્ય પ્રવીણ હોય, પરંતુ કેટલીક વખત પ્રામાણિકપણું, સદ્‌ગુણ, સત્યનિષ્ઠા, અને કર્તવ્યબુદ્ધિમાં કદાચ તેની ગણના ઘણા ગરીબ અને [illegible]ભણ્યા ખેડુતોની પછી થાય એવો તે હોય છે."

શિક્ષકમાં શારીરિક, માનસિક, તથા ધંધાને લગતી યોગ્યતા હોય, પરંતુ જો તેનામાં નીતિવિષયક ગુણોની ખામી હોય [illegible] તેને શિક્ષકની હારમાં સ્થાન આપી શકાય નહિ. શિક્ષકનું ચરિત્ર બિલોરી કાચ જેવું નિર્મળ હોવું જોઈએ, અને છોકરાઓ સમક્ષ તે જીવંત આદર્શરૂપ હોવો જોઈએ. તે બાળકોની ઉપાસ્ય મૂર્તિ તુલ્ય છે. આપણી શાળાઓમાં નીતિશિક્ષણ માટે યોગ્ય વ્યવસ્થાની ખામીને લીધે સેંકડો વિદ્યાર્થીઓ પ્રતિવર્ષ લેશ પણ નીતિવિષયક જ્ઞાન પ્રાપ્ત કર્યા સિવાય દુનિયામાં પ્રવેશ કરે

છે. હિન્દના મહારાજ્યના ઉછરતા શહેરીઓને ખરેખર આ એક ખોટ–એક અકલ્પનીય ખોટ છે. આપણા વિદ્યાર્થીઓના ચારિત્રના બંધારણ માટે કોઈ પણ પગલાં તાત્કાલિક લેવાની જરૂર છે. આ શિક્ષણ આપવાની પદ્ધતિ, જુદીજુદી જાતો અને પંથોના ભિન્નભિન્ન વર્ગોના માણસોની લાગણી દુખાવ્યા સિવાય એક સામાન્ય સિદ્ધાંત ઉપર રચાવી જોઈએ અને આપણી વ્યવહારૂ જરૂરીઆતો તેથી પૂરી પડવી જોઈએ. ધીમેથી પણ સાવધાનતાપૂર્વક શિક્ષકે તેમનામાં સંપૂર્ણ નીતિમય ચારિત્ર બાંધવું જોઈએ, જેથી કરીને તે તેમને તેમના જીવનની ઉત્તર અવસ્થામાં માર્ગદર્શક તરીકે કામ લાગે; પછી તે વખતે તેઓ ખાનગી કે જાહેર, સામાજિક કે ધાર્મિક, ગમે તેવું જીવન ગાળનારા હોય. શિક્ષકે તેમને રાજ્યભક્તિ, નમ્રતા, વિનય, આજ્ઞાંકિતપણું, સંમાન, પોતા પ્રત્યે અને અન્ય પ્રત્યેની પોતાની ફરજો, આત્મશ્રદ્ધા, અને નિઃસ્વાર્થબુદ્ધિ વગેરે ગુણોની કિંમત સમજી શકે તેવા બનાવવા જોઈએ.

૫. સામાન્ય યોગ્યતા.

સૌથી છેલ્લી પણ કોઈ રીતે ઓછી અગત્યની નહિ એવી વાત એ છે કે પોતાને ગમે તેટલો પગાર મળતો હોય તોપણ તે તરફ દષ્ટિ ન કરતાં શિક્ષકે પોતાના ધંધાને ચહાવો જોઈએ અને પોતાના વિદ્યાર્થીઓ ઉપર પ્રીતિ રાખવી જોઈએ. એવી કહેવત ચાલે છે કે, "શિક્ષણ એ ઉમદામાં ઉમદા ધંધો છે, પરંતુ દ્રવ્યપ્રાપ્તિની બાબતમાં હલકામાં હલકો વ્યાપાર છે." શિક્ષકે પોતે પોતાનો મોભો અને સંમાન જાળવી રાખવાં જોઈએ અને ત્યારેજ તે વિદ્યાર્થીઓના સંમાનને પાત્ર થઈ શકે છે. તેણે એકનિષ્ઠાથી કામ કરવું જોઈએ, અને મીલનસાર રહેવું જોઈએ. વળી તે સારો મુસાફર અને રમતગમત જાણનારો હોવો જોઈએ, અને તેણે પોતાના વિદ્યાર્થીઓના [illegible] અને વાલીઓની ઘણીખરી બાબતોમાં મદદ લેવી જોઈએ. ઉપદેશ આપવા કરતાં તેને કર્તવ્યમાં વધારે મૂકવો જોઈએ, કેમકે "એક આઉંસ જેટલો મહાવરો એક ટન જેટલા–સિદ્ધાન્તજ્ઞાન જેટલો કિંમતી છે." આ સાથે શિક્ષક પોતાના રાજ્યકર્તા પ્રત્યે વફાદાર હોવો જોઈએ. જે માણસ આ જણાવેલા ગુણોએ યુક્ત હોય તેજ "આદર્શશિક્ષક"ના ઉપનામને પાત્ર છે.

## વાચનમાળાના ખુલાસા.

( ગુ૦ સાતમી ચોપડી ).

( ચાલુ પુ. ૫૩. પૃ. ૬૫ થી. )

**પાઠ ૩૪. મકીની**–પેલેપોનીસસમાં (હાલના મોરીઆમાં) આવેલા આર્ગોલિસના ઈશાન ખૂણામાં આવેલું એક જૂનું શહેર છે. એ એક ખડક પર આવેલું છે, અને પર્શ્યસે સ્થાપ્યું હતું એમ મનાય છે. ઇલિઅડ નામના કાવ્યમાં હોમરે વર્ણવેલા ઍગેમેમ્નૉન રાજાની એ રાજધાનીનું શહેર હતું. અને તે વખતે આખા ગ્રીસમાં એ એક મુખ્ય શહેર ગણાતું હતું. ઇ. સ. પૂર્વે ૪૬૮ની લગભગમાં આર્ગોસના શહેરીઓએ એ શહેરનો નાશ કર્યો હતો, અને ત્યારપછી એ પ્રથમની જાહોજલાલી કદી પણ પ્રાપ્ત કરી શક્યું નથી. એના ખંડિએરો હાલ પણ ખર્વતીની પાસે માલમ પડે છે, અને સાઇક્લોપીઅન શિલ્પકળાના ઉત્તમ નમુનાઓ છે.

**તરવાર**–સં૦ तरवारि, ફા૦ तरवार, तलवार.

**હોમરના કાવ્યમાં**–ઇલિઅડમાં. હોમરે ઇલિઅડ અને ઑડિસિ નામનાં બે ઉત્તમ પુસ્તકો રચ્યાં છે.

**થાળે પડ્યો**–ઠેકાણે પડ્યો, લડાઈઓ દૂર થવાથી ત્યાં કાયમની શાંતિ થઈ.

**મેરેથોન**–ઇ. સ. પૂર્વે ૪૯૦માં ડેરાયસના હુકમથી ઇરાનીઓએ ગ્રીસ પર ચઢાઈ કરી, તે વખતે એકલા ઍથન્સના લોકોએ તેમની સામે ટકાવ કીધો, અને મેરેથોન આગળ મોટી જીત મેળવી.

**છસેં સ્પાર્ટનો...માર્યા ગયા**–સ્પાર્ટાની સરકારના હ્યુપર મનને લીધે થયલા વિલંબનો છસેં હિંમતવાન સ્પાર્ટનો ભોગ થઈ પડ્યા.

**મહાન કવિઓ**—હોમર, સાફો, આલ્સીઅસ, એસ્કાઇલસ, સૉફૉક્લીસ, યુરીપિડીસ વગેરે.

**તત્ત્વવેત્તાઓ**—પ્લેટો, ઍરિસ્ટૉટલ, ઝીનોફન વગેરે.

**ફિલિપ રાજા**—મકદુનીઆનો રાજા. તેણે આસપાસના મુલકો એક પછી એક લીધા, અને આખરે આખા ગ્રીસનો રાજા થયો. ઇરાન પર ચઢાઈ કરવાનું શરૂ કરતાં પહેલાં ઇ. સ. પૂર્વે ૩૩૬ માં એના કોઈ ખાનગી દુશ્મને એને મારી નાખ્યો. એના પછી સિકંદરને નામે પ્રખ્યાતિ પામેલો એનો પુત્ર ગાદીએ બેઠો.

**પાઠ ૩૫. માનો ભાવ**—માનો પ્રેમ.

**પ્રસન્ન**—સં० प्र+सद् ઉપરથી ભૂત કૃદંત. આનંદભર્યું.

**મોં ઉતરી જાય છે**—મોં કરમાય છે, (દીલગીરીને લીધે) મોં નિસ્તેજ બને છે અથવા ફિક્કું પડી જાય છે.

**સમભાવના**—સં० सम=સરખી+भावना=લાગણી. એકને સુખે બીજો સુખી અને એકને દુઃખે બીજો દુઃખી થાય, ત્યારે તે પરસ્પર થતી લાગણીને સમભાવના કહે છે. બાળક તથા માતા વચ્ચે આવી લાગણી સ્વાભાવિકજ છે. સાચા મિત્રો તથા ઉત્તમ ધણીધણીઆણી એક બીજા માટે આવી લાગણીજ ધરાવે છે.

**અન્યોન્યાશ્રય**—સં० अन्योऽन्य=પરસ્પર+आश्रय=મદદ. પરસ્પર મદદ કરવી તે.

**દોસ્તદાર**—ફા० દોસીદન=ચોંટવું અથવા મળવું ઉપરથી. દોસ્ત+દાર (પ્રત્યય)=વાળો. મિત્ર.

**વહેવાર**—સં० व्यवहार, वि+अव+हृ ઉપરથી.

**કામની વહેંચણી**—જુઓ આ ચોપડીનોજ પાઠ ૧૭.

**ગુંથાએલા**—સં० ग्रन्थ् ઉપરથી. જોડાયલાં, કામે લાગેલાં.

**મીલ**—અંગ્રેજી શબ્દ છે (Mill).

**ઇસ્પિતાળ**—અંગ્રેજી હૉસ્પિટલ (Hospital) ઉપરથી.

**મંડળીઓ**—સં० मंडल ઉપરથી.

**સ્થાપન થાય છે**—ઊભી કરવામાં આવે છે. સ્થાપન એ સં० स्थाना પ્રેરક રૂપ ઉપરથી થયલું ભાવવાચક નામ છે.

**વસુધા**—સં०=પૃથ્વી, દુનિયા.

**નીતિ વિરુદ્ધ**—નીતિથી વિરુદ્ધ, અનીતિવાળો.

**નિંદવા**—સં० निन्द्.

**વાહન**—ઘોડાગાડી, બળદગાડી, આગગાડી, રથ, ટાંગા વગેરે મનુષ્યોને એક સ્થળથી બીજે સ્થળ લઈ જનારાં સાધન. સં० वह्=લઈ જવું ઉપરથી.

**ફાવે છે**—સફળ થાય છે.

**પાઠ ૩૬.**

**उचार**=ઉચ્ચાર.

भणतर......पार—નિશાળમાં ભણાવવામાં આવે છે તેટલું ભણ્યાથી અમે તો ભણીને પરવારી ચૂક્યા છીએ એમ કદી ઉચ્ચાર કરવો નહિ; કેમકે આખા ભવ સુધી એટલે જિંદગી સુધી ભણભણ કરે તો પણ ભણવાના વિષયોનો પાર આવે એવો નથી.

गर्थ=દ્રવ્ય.

ज्ञान गर्थ...... आचार:—જ્ઞાનસંપત્તિરૂપી ગુણ ગાંઠવો અથવા ગાંઠે બાંધવો એટલે ગ્રહણ કરવો એ આપણો આચાર અર્થાત્ ધર્મ અથવા ફરજ છે.

आचार:=આચરણ કરવું તે, તે ઉપરથી ધર્મના અર્થમાં અહિં વપરાયો છે.

आपे आदरी एज अभ्यास—પોતે એજ અભ્યાસ આદરીને અર્થાત્ જ્ઞાનસંપત્તિ પ્રાપ્ત કરવાની ટેવ પાડીને.

जीव जोडी-જીવ ઘાલીને, ધ્યાન દઈને.

मनन=મનમાં ને મનમાં વિચાર કર્યા કરવો તે.

ए समे...... कांही—મનન કરતી વખતે આપણો આત્મા એટલે પણું મન જે જે કંઈ કામ કરે છે તે જુઓ મતલબ કે તે પર ધ્યાન પો. મનનશીળ પુરુષોને મનનમાં અનેક નવીન વિચારો ઉદ્ભવે છે, ા તેમને વિધવિધ અનુભવો થાય છે એ જાણીતી વાત છે.

ए अवसर...... वठाव— અમુક સ્થળે મનન કરવાનો પ્રસંગ આવે ત પહેલાં બીજા જે (એના જેવા) બનાવ બની ગયા હોય, તેની તપાસ કરવી; મતલબ કે તેવા પ્રસંગો સાથે હાલના બનાવની સરખામણી કરવાથી ઘણું જાણવાનું મળશે, અને અક્કલનો ઉઠાવ થશે એટલે [illegible]માં વધારો થશે.

शरीरना......विचार—શરીરના સાંધાઓ તથા શક્તિનો તેમજ દુનિયાનો, મતલબ કે શરીરની તથા જગતની રચના વગેરે[illegible] વિચાર કરીને.

आपणुं अंतर...... पास—પોતાનું અંતર એટલે મન ઓળખવાને પહેલો પ્રયાસ કરો, ને પછી જે કોઈ બીજાને મળવાનો પ્રસંગ આવે તેને ઓળખવા પ્રયત્ન કરો.

सारुं...... उदास—પરજન સારો છે કે નઠારો છે કે અસમજણો એટલે અણસમજુ છે, તેમજ આનંદમાં છે કે ઉદાસીમાં તે જેવું.

जनना...... जरूर— મનુષ્યોના ગુણ જાણવાને જે પ્રયત્ન કરવો તે ગુણ જાણવાની જરૂર જાણીને કરવો. ગુણ જાણવાની જે જરૂર સમજતા નથી તેઓ ઊંડા ભિતરી તપાસ કરવાની તસ્દી લેતા નથી, તેમજ તેનો બરાબર લાભ પણ લઈ શકતા નથી; કેમકે જે કામ જરૂરનું જાણીને કરવામાં આવે છે તેજ ચોક્કસ થાય છે.

दुरगुण=સં० દુર્ગુણ.

पामो......ज्ञान-પ્રભુના પદનું જ્ઞાન તથા તેને માટેનો પ્રેમ સંપાદન કરો.

जनकृत=માણસે કરેલાં.

प्रभुकृत=ઈશ્વરે કરેલાં.

सुपेर=સારી રીતે.

तारा तणो घेर-તારાનો ઘેરાવો, આસપાસ આવી રહેલો તારાઓનો સમૂહ.

सुरज=સં० સૂર્ય.

शशी=ચંદ્ર.

तरण=સં० તૃણ, ઘાસ.

अपे...... अपार-ઈશ્વરની અપાર જુગતી અથવા કળા ઓપી રહી છે. એ સઘળું જોવાથી ઈશ્વરની અકળ કળાનો ખ્યાલ આવે છે.

અપૂર્ણ.

---



## બાળવાર્તા.

### વાહવા રે ચોર !

(મિ. માણેકલાલ કાલિદાસ ભટ્ટ).

દૂર દેશમાં પ્રવાસ કરવાથી અનેક જાતના લોકોની સાથે પરિચય થાય છે, અને નાના પ્રકારનું જ્ઞાન મળે છે. જુદીજુદી પ્રજાઓના રીતરિવાજ જાણવાના મળે છે અને પુષ્કળ પવિત્ર સ્થળો જોવાનાં મળે છે. કંઈક આવો હેતુ સાધવા માટે એક વાણીઓ પ્રવાસે નીકળ્યો હતો. એક દિવસ સવારથી મુસાફરી કરતાં કરતાં બપોર થવા આવ્યા તોપણ કોઈ ગામ આવે નહિ. ઉનાળાનો દહાડો, તાપ તો કહે મારૂં કામ, પવન પણ

પડેલો, એટલે ધામનો તો પાર નહિ, અન્નપાણીના પણ સાંસા. મૂળ વાણીઆ ભાઈ, ને તેમાં આવું દુઃખ, એટલે ગભરામણનું તો પૂછવુંજ શું ? જેમ તેમ કરતાં ખરા જંતર વખત એક ગામ આવી પહોંચ્યું. વાણીઆના જીવમાં જીવ આવ્યો. સૌથી પહેલાં પેટની પૂજા કરવાની જરૂર હતી, તેથી પોતાની પાસેની પેટી ગામ બહાર આવેલી ધર્મશાળામાં મૂકી બજારમાં જવા ધાર્યું. ધર્મશાળામાં જઈને જોતાં એક માણસ જણાયો. વાણીએ જાણ્યું કે એ ધર્મશાળાનો નોકર હશે, તેથી પેટી તેને સોંપી પોતે ઉતાવળો ઉતાવળો બજાર તરફ દોડયો. પાછળ જોતો જાય ને આગળ ચાલતો જાય !

પેલો માણસ કંઈ નોકર નહોતો, પણ મુસાફરોની ચીજો ગેરવલ્લે ન પડે માટે તેઓ ન જાણે તેમ પોતાના ઘરમાં લઈ જઈ સહીસલામત ગોઠવી દેનાર ગૃહસ્થ હતો ! વાણીઓ ગયો એટલે તેણે વિચાર કરવા માંડયોઃ છે કોઈ પરદેશી. દેખાય છે માલદાર. જરૂર પેટીમાંથી કંઈ ને કંઈ પણ પામીશું. ચાલો. જય ! ભગવાન્, કહી પેટી માથે મૂકી ભાઈએ તો ઘર તરફ અગિઆરા ગણવા માંડયા.

ખરેખર, કોઈએ તેને આ કૃત્ય કરતાં જોયો નહોતો કે કોઈ જાણતુંએ નહોતું. પરંતુ તે થોડેક દૂર ગયો એટલે પાસે ઊભેલો એક માણસ બોલ્યોઃ "વાહવા રે ચોર !" આ શબ્દો બીજા એક જણે સાંભળ્યા. તેણે પણ પેટી તરફ જોઈ કહ્યું: "વાહવા રે ચોર !" આથી પેલા ભાઈના તો પગ ધ્રૂજવા લાગ્યા. જરા બાજુએ ખસી જઈ તે રસ્તામાં આમતેમ જોવા લાગ્યો. એટલામાં બીજા બેત્રણ જણ આવી પહોંચ્યા. તે પણ હસતા હસતાં પેટી ભણી જોઈ બોલી ઊઠયા કે "વાહવા રે ચોર !" પેલા ચીનના શાહુકારના મનમાં આવ્યું કે ગમે તેમ હો પણ આ લોકો આપણું આ કામ જાણી ગયા છે. જરૂર હવે માર્યા જવાના. આવા વિચારથી અતિશય દીન બની જઈ તેણે પેલા પાસે ઊભેલાઓને કહ્યું "ભાઈસાબ, હું ભૂલ્યો. મને ક્ષમા કરો. હું ફરીથી આવું કરીશ નહિ. આ પેટી લો, અને મને જીવતો જવા દો." આથી પાસે ઊભેલા આશ્ચર્ય પામ્યા. કોઈ "વાહવા રે ચોર !" એ સિવાયનો અક્ષર બોલે નહિ. તેમતેમ પેલો ચોર ગભરાય, અને કાલાવાલા કરતો પગે પડે. આમ ચાલે છે એટલામાં પેલો પેટીનો માલીક વાણીઓ ત્યાં આવી પહોંચ્યો. તેણે લાગલીજ તે પેટી પોતાના

કબ્જતમાં લઈ લીધી અને ચોરને દબડાવવા માંડયો. ચોરથી હવે કંઇ ફરી જવાય તેમ હતુ નહિ. તેણે કહ્યું; ' ભાઇસાબ, બબ્બે દહાડાનો ભૂખ્યો છું; મેં જાણ્યું કે લાવની લઈ જઈને વેચી દઈ પેટની પૂજા કરૂં. કોણ જાણનાર છે? પણ આ બધાએ મને કોણ જાણે શાથી તરતજ ઓળખી કાઢયો!"

એકઠા થઈ ગયેલા લોકોમાંથી એક જણ બોલી ઊઠયો: "ના, ના, અમને આ તારી ચોરીની જરાએ ખબર નહોતી. પણ, આ પેટી પર મોટા અક્ષરે ' વાહવા રે ચોર!' એવું લખ્યું છે તે અમને નવાઈ જેવું લાગવાથી અમે તો મોટેથી તે માત્ર વાંચતાજ હતા. અમને વિશેષ કંઈ ખબર નહોતી." વાણીઓ બોલ્યો: "એ તો મેંજ મુદ્દામ લખ્યું છે. મુસાફરીમાં એ પેટી પોતાનું રક્ષણ પોતાની મેળેજ એથી કરી લે છે! આજે મને એ પાછી મળી, તે એ લખ્યાનાજ પ્રતાપ! નહિતો મારા સરખા પ્રવાસી વાણીઆભાઈની અહિં પારકા પ્રદેશમાં શી દાદ ને ફરિઆદ!"

વાણીઆની ચતુરાઈ જોઈ સઘળાઓને ભારે આશ્ચર્ય લાગ્યું. પેલો ચોર પોતાની મૂર્ખાઈથી પસ્તાતો મનમાં કહેવા લાગ્યો કે અરે રામ રામ, આપણે નકામા બીધા. કોઈ દૈવેએ આપણને ઓળખ્યા નહોતા. અરે, એ લખતાં વાચતાં શીખેલા માણસો! એ તે આપણાથી શેના ફસાય? લખવા વાંચવાની વિદ્યા સર્વ વિદ્યા પર વિજય મેળવે છે માટે તેજ સર્વશ્રેષ્ઠ છે.

---

## વ્યાયામ (કસરત).



( ચાલુ પુ. ૫૩, પૃષ્ઠ ૪૨૧ ).

( મિ. મગનલાલ વનમાળીદાસ પટેલ ).

**હૉકી** ( Hockey ):—આ રમત ઘણું કરીને ૨૨ ખેલાડીઓથી રમાય છે. એમાં બે ટુકડીઓ ( Parties ) હોય છે; અને તે દરેકમાં ૧૧-૧૧ ખેલાડીઓ હોય છે. આ રમતમાં લાંબી લાકડીઓ છેડેથી વાંકી વાળેલી હોય છે, તે એવી રીતે વાળેલી હોય છે કે બે ઇંચ વ્યાસવાળો દડો એમાંથી નીકળી શકે નહિ. એને છેડે તીક્ષ્ણ અણી પણ હોવી જોઈએ નહિ. ફુટબૉલની માફક આ રમતમાં પણ ગોલ ( Goal ) હોય છે. એની રચના નીચે પ્રમાણે હોય છે:—




જે લાંબી બાજુ છે તેને સાઇડલાઇન ( Side-line ) કહે છે, અને ટુંકી બાજુને ગોલ-લાઇન ( Goal-line ) કહે છે. ગોલ હંમેશાં ગોલ-લાઇનની મધ્યમાં હોય છે. અગીઆર ખેલાડીમાં પાંચ ખેલાડીઓ સૌથી આગળ રહે છે. ત્રણ તેમની પાછળ અને બે તેની પાછળ એવી રીતે ગોઠવાય છે. એક જે બાકી રહ્યો તે ગોલ પર રહે છે. એને ગોલકીપર ( Goal Keeper ) કહે છે. આપણા દેશમાં ગેડીદડાની રમત રમાય છે તેના જેવીજ આ રમત છે. એમાં રમવાનું શરૂ કરતાં પહેલાં બૉલને તે ચોગાન-ની મધ્યમાં લાવવામાં આવે છે. પછી સામસામેની પાર્ટિવાળા દરેક ખેલાડી પોતપોતાની લાકડીઓ લઈ દડો વચમાં રાખી ઊભા રહે છે, અને આખરે તેઓ દરેક પોતપોતાની લાકડીઓ તે દડા પર મૂકે છે. આમ ત્રણ વાર કરીને પછી રમવા માંડે છે. આ રમતમાં લાકડી ખભાથી [illegible] જોઈએ નહિ, અને ડાબી બાજુએ કે પાછળથી આ રમત રમવાની [illegible]નાઈ હોય છે. ફક્ત ડાબાજમણા રમવાનીજ છૂટ હોય છે. આ રમતમાં છાતીને ખરેખરી મજબુતી મળે છે. હાથપગને પણ સારી કસરત મળે છે. ટૂંકમાં આખા શરીરમાં સઘળા અવયવોને યથાશક્તિ મહેનત સારી મળે છે, અને તેઓ પોષાય છે.

**બૅડ્મિન્ટન** ( Badminton ):—આ રમતમાં ટેનિસ માફક જાળીવાળાં બૅટ જોઈએ, તથા બે થાંભલા વચ્ચે જાળી જોઈએ. જેવી રીતે ટેનિસ રમાય છે તે માફકજ આ રમત રમાય છે. ફક્ત ફેર એટલોજ છે કે બૅટ નાનાં અને દડી હલકી અને આગળથી ફૂલના જેવા આકાર

વાળી હોય છે. સ્ત્રીઓ માટેની કૉલેજ ( (Training College for women) માં આ રમત કેવી રીતે રમવી તે શિખવવામાં આવે છે. ખરેખર જે કુટુમ્બમાં સ્ત્રીઓને કંઈ કામ હોતું નથી તે કુટુમ્બમાં તો આવી રમતની જરૂર છે, કારણ કે તેમને કંઈપણ કસરત જોઈએ, નહિતર આખો દિવસ સુસ્તીમાં જાય અને કામધંધો સૂઝે નહિ. એનાથી હાથનાં કાંડાં, પગ વગેરેને સારી મહેનત મળે છે અને તે મજબૂત થાય છે.

બૉક્સિંગ ( Boxing ):—આ રમત ઇંગ્લંડમાં ઘણી રમાય છે. એમાં એક એકના બળની પરીક્ષા થાય છે. એ રમતમાં દરેકના હાથ ઢાંકવા માટે હાથનાં મોજાં આવે છે જેમને બૉક્સિગ ગ્લવ્ઝ ( Boxing gloves ) કહે છે. એમાં નીચલો હોઠ મોંમાં રાખી મોં બંધ રાખવાની ખાસ જરૂર છે, કારણ શ્વાસ બહાર નીકળી જવો જોઈએ નહિ. એ રમતથી હાથનાં કાંડાં તથા ખભા મજબૂત થાય છે. આ બળની અજમાયશમાં જમણો પગ આગળ રાખવામાં આવે છે, જેના પર બધો ભાર રહે છે, તેથી પગ પણ ઘણા મજબૂત થાય છે. ટૂંકમાં શરીરના ઘણા અવયવો આ રમતમાં કામમાં આવે છે, તેથી કસરત સારી થાય છે.

સાઇકિલિંગ ( Cycling ):—આપણા દેશમાં સાઇકલ પર બેસવાનો પ્રચાર વિશેષ ચાલી રહ્યો છે. યુરોપમાં પણ એનો પ્રચાર ઘણો છે. સાઇકલથી વખતનો બચાવ ઘણો થાય છે. પાંચ ગાઉ મુસાફરી કરવી હોય તો સારા બેસનારથી અર્ધા પોણા કલાકમાં કે કલાકમાં જઈ શકાય છે. એના પર બેસવાથી જો શરીર મજબૂત ન હોય અગર તો ખોરાક સારો મળતો ન હોય તો પેટમાં મળ બાઝે છે અને શરીર ઘણું હેરાન થાય છે. એના પર વિશેષ બેસવું જોઈએ નહિ. એ તો ખુલ્લુંજ છે કે એના પર બેસવાથી કમર અને પગ મજબૂત થાય છે. પગને તો ખરેખરી મહેનત મળે છે, કારણ કે બધો આધાર પગ પર રહ્યો. પગમાં જો તાકાત હોય તોજ મુસાફરી વિશેષ થઈ શકે, નહિતો જો વધારે મહેનત કરવા જાય તો વ્યાધિ ઘર કરે, માટે તે પહેલું તપાસવાનું છે.

બિલિઅર્ડ્ઝ (Billiards ):—આ રમત ટેબલ પર રમાય છે. એ રમત માટે હાથીદાંતના બૉલ હોય છે. બિલિઅર્ડની રમતમાં ત્રણ બૉલ હોય છે. એક રાતો અને બે સફેદ. લાલ બૉલને મથાળા આગળ મૂકે છે.

અને બીજા બે જે સફેદ બૉલ હોય છે તેમાં એકેકનો બૉલ પારખવા માટે એક કાળી નિશાની રાખવામાં આવે છે. વળી એમાં લાંબી લાકડીઓ હોય છે. એ લાકડીને કયુ ( cue ) કહે છે. આ રમતનો ઈંગ્લંડમાં ઘણો શોખ હોય છે. એને ત્યાંના લોકો ઘણા ચાહે છે અને તેમાં એ લોકોને રસ પણ પડે છે. એ રમત ઊભા રહીનેજ રમાય છે, એટલે પગને કસરત મળે છે. હાથ અને મગજ ઉપયોગમાં આવે છે જેથી તેમને પણ ઘણી મહેનત પડે છે, તેથી તેઓ પોષાય છે.

આ રમતો ઉપરાંત ઘણી રમતો રમાય છે અને તેમાં કસરત સારી થાય છે. જો દરેક રમત અત્રે દર્શાવી તે પર વિસ્તારથી ટીકા કરવામાં આવે તો એક મોટું પુસ્તક થઈ જાય તેથી ફક્ત થોડાજ દૃષ્ટાંતો અત્રે ટાંકી બતાવ્યા છે, ને તેટલાંજ મારી અલ્પબુદ્ધિ વડે હું ધારૂં છું કે બસ છે. યુરોપી પ્રજાને ગોળી મારવી ( Shooting ), શિકાર કરવો (Hunting) વગેરેનો ઘણો શોખ હોય છે. ગોળી મારવામાં અને શિકાર કરવામાં મગજની ઘણી જરૂર પડે છે, કારણકે એમાં નજર બરાબર ટેકવવી જોઈએ. જો એમ ન કરે અને નજર બીજે ઠેકાણે જાય તો પોતાના અગર તો બીજાના જાનમાલનું નુકસાન થાય. ઈંગ્લંડ, ફ્રાન્સ અને જર્મનિમાં કસરતનો ખરો ઉપયોગ થાય છે. જેમ શાળાઓમાં ઇતિહાસ, ભૂગોળ વગેરે શિખવવામાં દરેકનાં ધોરણ રાખવામાં આવ્યાં છે, તેમ રમતો પણ વિષય તરીકે શિખવવામાં આવે છે, અને તે દરેકનાં ધોરણ રાખવામાં આવ્યાં છે. જે માણસ જે રમતમાં પ્રવીણ હોય તેને તે બાબતનું સર્ટિફિકેટ આપવામાં આવે છે. અર્થાત્ જેવી રીતે બીજા વિષયોમાં પાસ થઈ[illegible]ફિકેટ મેળવેલો માણસ નોકરી મેળવવામાં લાયક ( Qualified ) ગ[illegible]ય છે તેમ રમતોમાં પ્રવીણ અને કસરતથી કસાયલો માણસ પણ નોકરી માટે લાયક ગણાય છે, તેમ તેનું ઘણું વજન પડે છે. એ લોકોનો હેતુ કંઈ વિદ્યાર્થીઓને રમતો રમાડી તેમને બરાબર કસરત [illegible] લશ્કરી સિપાઈ બનાવવાનો નથી, પરન્તુ મૂળ હેતુ એ છે કે જો તેઓ કસરત સારી પામ્યા હોય એટલે શરીર કેળવેલું હોય તો હજારો મોટાં કામ કરી શકે અને તેથી દરેકને ઉપયોગી થઈ પડે. અહિં કેટલાક લોકો ખોરાક, કપડાં ઇત્યાદિમાંથી કરકસર કરી પૈસા બચાવવામાંજ મશગુલ રહે છે, તેમ એ લોકો ખોરાક અને કપડાંમાં પૈસા વધારે નાખી તથા જેઓ તેમને આગળ

પર મદદગાર થનાર છે તેમને બનતી મદદ આપી તેમને માટે તે આશા મજબૂત કરવામાં જે જે સાધન જોઈએ તેમાં બહોળા હાથે ખર્ચ કરવામાંજ આનંદ પામે છે. અન્ય સંપત્તિ કરતાં શારીર સંપત્તિને એ લોકો પ્રાધાન્ય આપે છે. આ બાબતનો એક દૃષ્ટાંત અત્રે ટાંકી બતાવું છું. અત્રે જ્યારે સરકારી નોકરીમાં નોકરી કરતાં નોકરની ૩૦ વર્ષની નોકરી થઈ હોય અથવા તો ૫૫ વર્ષની ઉમર થઈ હોય તો તેને નોકરીમાંથી છૂટો કરી પેન્શન ( Pension ) આપવું પડે છે, ત્યારે ઈંગ્લંડમાં ૮૦ વર્ષના વૃદ્ધ માણસો પાર્લામેન્ટ ( Parliament )માં બિરાજે છે. આપણા દેશમાં ૩૦ વર્ષ ઉપરના માણસ તરફ નજર કરીએ છીએ તો તેનો ચહેરો સહેજ ઘરડા જેવો લાગે છે. તેના મોં પર કરચલી વળતી જણાય છે. વળી કેટલાકના તો કોઈ કોઈ દાંત પણ પડી ગયલા માલમ પડે છે અને ડાચાં બેસી ગયલાં જણાય છે, ત્યારે ઈંગ્લંડમાં ૩૦ વર્ષની ઉમરે તો ખરેખરો જુવાન માણસ કહેવાય છે. ત્યારપછી તો તેઓ લગ્ન કરે છે. તેઓનાં બાળકો પણ કેવાં મજબૂત માલમ પડે છે! આપણે ત્યાંની પ્રજા જોઈએ છીએ તો છોકરાં દોરડી જેવાં કંગાલ સ્થિતિમાં માલમ પડે છે, તેમ આયુષ્ય પણ ટુંકુંજ હોય છે.

અંગ્રેજી અને દેશી જે જે મહત્ત્વની કસરતો હતી તે હું વર્ણવી ગયો છું, જેથી કસરત એ શું છે અને તેથી શા શા ફાયદા થાય છે તે મેં મારી અલ્પબુદ્ધિ પ્રમાણે ટૂંકમાં જણાવ્યું છે. એ સઘળી કસરતો વિસ્[illegible]રવાને અવકાશ નથી, પરન્તુ જે જે બતાવ્યું છે તેટલુંજ ધ્યાન[illegible]ઈ તે પ્રમાણે વર્તવા મારા સુજ્ઞ વાચકો પાછા હઠશે નહિજ. વળી ફરીથી એક વાર કહેવાની હું રજા લઉં છું કે ભાવપ્રકાશના પૂર્વ ખંડના પ્રથમ ભાગમાં પણ કસરત વિષે કહ્યું છે કે

> विरुद्धं वा विदग्धं वा भुक्तं शीघ्रं विपच्यते ।
> भवंति शीघ्रं नैतस्य देहे शिथिलतादयः ॥

ભાવાર્થઃ—કસરત કરનારને વિરુદ્ધ અથવા કાચું ખાધેલું અન્ન પણ ઝટ પચી જાય છે અને તેના દેહને વિશે શિથિલતાદિ ચિહ્ન વહેલાં થતાં નથી.

આ ઉપરથી મારી એક વિજ્ઞપ્તિ છે કે કેટલીક શાળાઓમાં કસરતને વિસારી મૂકી દીધી જણાય છે તો તેમના અધિકારીઓ એ વિષય હાથ પર લેશેજ.

---

## રા. સા. માધવલાલ હરિલાલ સ્મારક ઇનામની જાહેર ખબર.

ગયા ઑગસ્ટ માસમાં આ બાબતની જાહેર ખબર આપ્યા પ્રમાણે ભરૂચ, સુરત અને સુરત એજન્સિની કોઈ પણ સ્ત્રીશિક્ષક ઉમેદવાર ન થવાથી ફરી જાહેર કરવામાં આવે છે કેઃ

કોઈ નક્કી કરેલા વિષય ઉપર સૌથી-સરસ પાઠ આપવા માટે અમદાવાદ, ખેડા, પંચમહાલ અને રેવાકાંઠા એજન્સિની કોઈ સ્ત્રીશિક્ષકને માધવલાલ હરિલાલ સ્મારક ઇનામ તરીકે રૂ. ૩૦ નાં પુસ્તકો અથવા શિક્ષણનાં સાહિત્યો આપવાની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિએ ગોઠવણ કરી છે.

પરીક્ષા તા. ૧૫-૨-૧૫ ને રોજ સ્ત્રીઓ માટેની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજની પ્રાક્ટિસિંગ સ્કૂલમાં તે કૉલેજનાં લેડિ સુપ્રિન્ટેન્ડેન્ટ અને પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ સાહેબ લેશે. પાઠનો વિષય અને તે જે વર્ગમાં આપવાનો હશે તે એક કલાક પહેલાં જાહેર કરવામાં આવશે. સઘળી અરજીઓ ૧-૨-૧૫ સુધીમાં પોતાના જિલ્લાના [illegible] ડેપુટિ એજ્યુ. ઇ. સા. મારફત મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજનાં લેડિ સુપ્રિન્ટેન્ડેન્ટ તરફ મોકલવી. પાંચ વર્ષ ઉપરની અને પંદર વર્ષ અંદરની નોકરીવાળાં સ્ત્રીશિક્ષકો આ ઇનામ માટે લાયક ગણાશે.

| | |
|---|---|
| તા. ૨૩-૧૦-૧૪<br>અમદાવાદ મહાલક્ષ્મી<br>ટ્રે. કૉ. ફૉર વિમેન. | M. E. Chubb.<br>લેડિ સુપ્રિન્ટેન્ડેન્ટ<br>'મહાલક્ષ્મી ટ્રે. કૉ.' ફૉર વિમેન. |

---

## જાહેર ખબર.

મે. ઉ. ભા. ના એ. ઇ. સાહેબના તા. ૨૨ મી સપ્ટેંબર ૧૯૧૪ ના હુકમ નં. ૬૧૮૫ ઉપરથી.

## જોઈએ છે.

### પંચમહાલ જિલ્લાની લોકલબોર્ડ નિશાળો માટે.

૧ ૧ લા વર્ષની શિક્ષિત સ્ત્રીશિક્ષકો અને ધોરણ ૬ કે ૫ ઉત્તીર્ણ થયલી બાઈઓ. તેમના ધણી કે ભાઈને માટે લાયકાત મુજબ ગોઠવણ કરવામાં આવશે.

૨ વર્નાક્યુલર ફાઇનલ પાસ થયલા શિક્ષકો.

### રેવાકાંઠા એજન્સિનાં રાજ્યોની નિશાળો માટે.

૧ ૧ લા વર્ષની શિક્ષિત સ્ત્રીશિક્ષકો અને ધોરણ ૬ કે ૫ ઉત્તીર્ણ થયલી બાઈઓ. તેમના ધણી કે ભાઈને માટે લાયકાત મુજબ ગોઠવણ કરવામાં આવશે.

૨ ૧લા વર્ષના શિક્ષિત પુરુષશિક્ષકો.

૩ વર્નાક્યુલર ફાઇનલ પાસ થયલા શિક્ષકો.

૪ મૅટ્રિક્યુલેશન કે સ્કૂલ ફાઇનલ પસાર થયલા શિક્ષકો.

**ટીપ:**—રાજ્યોની શાળાઓના નોકરોને જિલ્લા માફક રજા, પેન્શ ગ્રેચ્યુઇટી વગેરે સિવિલ સર્વિસ રેગ્યુલેશન્સ મુજબ આપવામાં આવે છે

[illegible]:—અરજદારે પોતાનું આખું નામ, ઠેકાણું, ટપાલનું ગા[illegible] જાતિ, ઉમર, પસાર કરેલી પરીક્ષા, કોઈ જગાએ નોકરી કરી હોય તે શાથી છોડી વગેરે જણાવવું, અને અરજી સાથે કળવણીની છેલ સંસ્થાનું અભ્યાસ, કામ, અને વર્તણુક માટેનું પ્રમાણપત્ર કે તેની ન[illegible] મોકલવી. બની શકે તો રૂબરૂમાં મળી જવું કે પગાર વગેરેનો પૂર ખુલાસો થઈ શકે.

ગોધરા.
તા. ૧૯મી સપ્ટેમ્બર ૧૯૧૪.

B. N. Desai,
ડે. એ. ઇ. પં. રેવાકાંઠા.

# માધવલાલ હૉસ્ટેલ.

## અમદાવાદ.

આ હૉસ્ટેલ રણછોડલાલ છોટાલાલ ( સરકારી ) હાઇસ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓને માટે સરકાર તરફથી ગયા જાનેવારીમાં ઉઘાડવામાં આવ્યું છે. આસપાસ પાણી ભરાઈ ન રહે એવા ભાગમાં સૂકી અને સ્વચ્છ હવામાં શહેર બહાર શાહિબાગને રસ્તે ૭ એકર જમીન લઈ એ બાંધેલું છે. હેડ માસ્તર સાહેબ પોતેજ ત્યાં સુપરિન્ટેન્ડેન્ટ તરીકે રહેતા હોવાથી વિદ્યાર્થીના અભ્યાસ ઉપર અને તેમની ચાલચલગત ઉપર પૂરતું લક્ષ આપવામાં આવે છે. એક આસિસ્ટંટ માસ્તર ખોરાકની ચીજોની ખરીદી ઉપર દેખરેખ રાખે છે, તેથી ઉત્તમ ખોરાક મધ્યમ ખરચે પૂરો પાડવામાં આવે છે. સરકાર તરફથી નીમેલો દાક્તર વિદ્યાર્થીઓની નિયમિત સંભાળ લે છે. અંગકસરત અને રમતગમત માટે મનમાનતી ગોઠવણ કરેલી છે. હૉસ્ટેલનું ધોરણ એવું છે કે તેથી વિદ્યાર્થીનું વ્યાવહારિક જ્ઞાન, વ્યવસ્થા કરવાની શક્તિ, અને સામાન્ય વર્તન સુધરે. રહેવાનો દરેક ખંડ પુષ્કળ ઉજાસવાળો અને ચોખ્ખી હવાવાળો છે. ફુરસદના વખતમાં વિનોદ સાથે જ્ઞાન વધારવા રીડિંગ-રૂમ પણ છે. હોશિયાર ગરીબ વિદ્યાર્થીના હિતની ખાતર સરકાર તરફથી સ્કૂલમાં દસ ટકા માફી રાખવાની ગોઠવણ છે; ઉપરાંત શેઠ અચરતલાલ ગિરધરલાલ ફંડમાંથી ફી અને ચોપડીઓ પૂરી પાડવામાં આવે છે. હૉસ્ટેલમાં રહેવા ઇચ્છતા હોશિયાર ગરીબ વિદ્યાર્થીને તેની યોગ્યતાના પ્રમાણમાં એ ફંડમાંથી ખાધાખરચમાં પણ સારી મદદ મળે છે. ગરીબ પારસીઓ માટે હાલ તરતમાં કરાકા સ્કૉલરશિપ દરેક ધોરણમાં સ્થાપવામાં આવી છે. વિશેષ હકીકત "હેડ માસ્તર[illegible]ી. હાઇસ્કૂલ અમદાવાદ" એ સરનામે પત્ર લખ્યાથી પૂરી પાડવામાં આવશે.

હોશિયાર ગરીબ વિદ્યાર્થીના ભલાની ખાતર આ પ્રસિદ્ધપત્રને સૌ કોઈ પૂરતી પ્રસિદ્ધિ આપશે.

ખાવાની બાબતમાં હિન્દુ માટે એક રસોડું [illegible] રસોડું મુસલમાન, પારસી વગેરે માટે પણ છે.

તા. ૨૦-૧૧-૧૪

K. H. Dhruva,
હેડ માસ્તર,
આર. સી. હાઇસ્કૂલ-અમદાવાદ.

ઉ. ભા. ના મે. એ. ઈ. સાહેબના તા. ૬ ઠ્ઠી નવેંબર ૧૯૧૪ના હુકમ નં. ૭૫૫૭ ઉપરથી.

નીચેનાં ચોપાનીઆં, ચોપડી વગેરે જમીન યા દરીઆ માર્ગે બ્રિટિશ ઇન્ડિઆમાં લાવવાની ગવર્નર-જનરલ-ઇન્-કાઉન્સિલ તરફથી ૧૮૭૮ના સી કસ્ટમ્સ ઍક્ટના સેકશન ૧૯ની રૂઈએ મના કરવામાં આવે છે:—

| પુસ્તક વગેરેનું નામ. | વિશેષ હકીકત. | સરકારી ઠરાવ નં. તથા તારીખ. |
|---|---|---|
| 'જહાને ઇસ્લામ' નામનું સાપ્તાહિક વર્તમાનપત્ર. | ઉર્દુમાં કૉન્સ્ટૅન્ટિનોપલમાં પ્રગટ થતું | રેવેન્યુ ડિપાર્ટમેન્ટ નં. ૮૫૮૮. કિલ્લે મુંબઈ, તાઃ ૧૦ મી સપ્ટેંબર ૧૯૧૪. |

નીચેનાં પુસ્તકો, ચોપાનીઆં, વગેરે નામદાર શહેનશાહ તરફથી જપ્ત થયલાં જાહેર કરવામાં આવ્યાં છે, કારણ કે સદરહુ પુસ્તકો, ચોપાનીઆં, વગેરેમાં એવા શબ્દો કે લખાણ છે કે તેથી નામદાર શહેનશાહ તરફ કે હિંદમાં કાયદેસર સ્થપાયલી બ્રિટિશ સરકાર તરફ અસંતોષ, તિરસ્કાર, કે ધિક્કાર ઉશ્કેરાવાનો સંભવ છેઃ—

| પુસ્તક વગેરેનું નામ. | પુસ્તક, ચોપાનીઆં, વગેરેની વિશેષ હકીકત. | સરકારી ઠરાવ નં. તથા તારીખ. |
|---|---|---|
| જુ. ૧૯૧૪નું 'પ્રો ઇન્ડિઆ' નામનું માસિક | ક્યુરિચની ઇન્ટરનૅશનલ કમિટિ પ્રો ઇન્ડિઆએ થોડું જર્મનમાં ને થોડું અંગ્રેજીમાં પ્રસિદ્ધ કરેલું. | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નં. ૬૨૫૩. કિલ્લે મુંબઇ, તા. ૨૭ મી ઑગસ્ટ ૧૯૧૪. |
| 'ગંભીર ઢંઢેરો. સ્વતંત્રતા. મનુષ્યનો દૈવી વારસો' (Solemn Declaration. Liberty. The di- | 'Felix' qui potuit' એ શબ્દોથી શરૂ થતું, અને 'Making Millions of hearts who feel for | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નં. ૬૫૦૧. કિલ્લે મુંબઈ, તા. ૭ મી સપ્ટેંબર ૧૯૧૪. |

| | | |
|---|---|---|
| vine Heritage of man). | freedom His own' એ શબ્દોથી સમાપ્ત થતું, છાપેલું પાનીઉં. | |
| 'ખાલસા પંથકી હકીકત' (શિખપંથ સંબંધી સત્ય) નામની ચોપડી. | રૅાનકરામ અને બિશંબર દત્તે લખેલી લાહોરના આર્ય સ્ટીમ પ્રેસમાં છપાયલી પહેલી આવૃત્તિ, તેમજ દોલતરામે પ્રસિદ્ધ કરેલી લાહોરના સેન્ટ્રલ પ્રિન્ટિંગ વર્કસમાં છપાયલી બીજી આવૃત્તિ. | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નં. ૬૫૦૨. કિલ્લે મુંબાઈ, તા. ૭મી સપ્ટેંબર ૧૯૧૪. |
| 'જહાને ઈસ્લામ' નામનું ૨૯મી શાબાન, ૧૩૩૨ હીજરીની તારીખનું વર્તમાનપત્ર. | અબુ સૈદ અલ અરબી અલ હિંદીએ કૉન્સ્ટૅન્ટિનોપલમાં છાપેલું તથા પ્રસિદ્ધ કરેલું. તુર્કી, અરેબિક, કે ઉર્દુ કોઇ પણ ભાષામાં પ્રસિદ્ધ થયલું. | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નં. ૬૬૩૮. કિલ્લે મુંબાઈ, તા. ૧૪ મી સપ્ટેંબર ૧૯૧૪. |
| 'ઓમ્ બંદે માતરમ, યુગાંતર, યુગાંતર, યુગાંતર, તોરા સબ્બઈ મનુષ હા (તમે સઘળા મનુષ્ય થાઓ ). | 'यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत' ઇત્યાદિથી શરૂ થતું ને 'अयि श्रुणु आदेशम्, उत्तिष्ठत, जागृत, माप्य वरं निबोधत' એ શબ્દોથી સમાપ્ત થતું. | જ્યુડિશ્ય ડિપાર્ટમેન્ટ, નં. ૬૮૦૧ કિલ્લે મુંબઇ તા. ૨૧ મી સપ્ટેંબર ૧૯૧૪.   |
| 'નાયકા ઈર્ષિતા (અદેખાઈ કરવા લાયક નાયકા.) | 'મૈન બરેલીકી છાંતી અટલ સિદ્ધાંતીકી ચેલી' એ સહીનું પોસ્ટકાર્ડ. | જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, નં. ૭૩૪૫. કિલ્લે મુંબાઈ, તા. ૧૦ મી ઑક્ટોબર ૧૯૧૪. |

## જાહેર ખબર.

ઉ. ભા. ના મે. એ. [illegible]હેબના તા. ૨૩ મી ઑક્ટોબર ૧૯૧૪ ના હુકમ નં. ૭૧૧૦ ઉપરથી.

**મુંબઇ સરકારી ગૅઝેટ[illegible]ના. ૮ મી ઑક્ટોબર ૧૯૧૪. પૃ. ૧૯૨૪-૧૯૨૫. નં. ૬૫૭૭.**

ઉત્તર વિભાગ[illegible]ા નીચેના વિદ્યાર્થીઓને સ્કૉલર્શિપ માટે પસંદ કરવામાં આવ્યા છેઃ—

| જિલ્લો. | વિદ્યાર્થીનું નામ. | જે નિશાળમાં ભણતા તે. |
|---|---|---|
| | **હાઇ અને સ્પેશ્યલ સ્કૂલો.** | |
| **અમદાવાદ** | કાંતિલાલ અમૃતલાલ શાહ. | ગવર્ન્મેન્ટ મિડલ સ્કૂલ, અમદાવાદ. |
| | પ્રાણુલાલ બાપાલાલ પટેલ. | આર. સી. હાઇસ્કૂલ, અમદાવાદ. |
| | અબદુલ્લામિઆ મહોમદમિઆ આરબ. | ” ” |
| **ખેડા** | નગીનદાસ વિઠ્ઠલદાસ મોદી. | મ્યુનિસિપલ એ. વી. સ્કૂલ, કપડવંજ. |
| | ચંદુલાલ ચુનીલાલ દેસાઈ. | ગવર્ન્મેન્ટ હાઇસ્કૂલ, નડિઆદ. |
| | રહેમાન આદમભાઈ વોહોરા. | જ્યૉર્જ કૉરોનેશન ઇંગ્લિશ સ્કૂલ, કરમસદ. |
| **પંચમહાલ.** | ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ. | તેલંગ હાઇસ્કૂલ, ગોધરા. |
| | ફઝલેઅલી નઝીરઅલી કાદરી. | ” ” |
| **ભરૂચ.** | ગણપતરામ શિવશંકર ભટ. | આર. એસ. દલાલ હાઇસ્કૂલ, ભરૂચ. |
| | ખુશાલ રેવાદાસ પટેલ. | યુનિઅન હાઇસ્કૂલ, ભરૂચ. |
| | અહમદ મહમદ ચોકશી. | |

| | | |
|---|---|---|
| સુરત | મોહનલાલ મગનલાલ દેસાઈ. | સોરાબજી જે. જે. હાઇ સ્કૂલ, સુરત. |
| | લલ્લુભાઈ રંગીલદાસ ઠાકર. | શ્રી રત્નસાગરજી જૈન વિદ્યાશાળા, સુરત. |
| | મુરાદખાન અબ્દુલગફુરખાન ખાનસાહેબ. | ગવર્મેન્ટ મિડલ સ્કૂલ, સુરત. |
| થાણા | વિશ્વનાથ પરશરામ બમ. | બી. જે. હાઇ સ્કૂલ, થાણા. |
| | શંકર ગોપાળ ભોઇર. | ” ” |
| | મોહમદ યુસફ અબ્દુલ કાદર ચિવને. | એ. વી. સ્કૂલ, ભીવંડી. |

**કાઝી શાહબુદ્દિન સ્કૉલરશિપ.**

| | | |
|---|---|---|
| અમદાવાદ | અબ્દુલ કરીમ મદમદ ઉમર. | પ્રોપ્રાયટરિ હાઇ સ્કૂલ, અમદાવાદ. |
| ખેડા | બિસમિલામિઆ બહાઉદ્દિનમિઆં કાદરી. | ગવર્મેન્ટ હાઇ સ્કૂલ, નડિઆદ. |

**કણબી ઇન્કૅન્ટિસાઇડ સ્કૉલરશિપ.**

| | | |
|---|---|---|
| અમદાવાદ | પુરુષોત્તમ નાગરદાસ પટેલ. | આર. સી. હાઇ સ્કૂલ, અમદાવાદ. |
| | નાથાભાઇ નારણભાઇ પટેલ. | પ્રોપ્રાયટરિ હાઇ સ્કૂલ, અમદાવાદ. |
| | જયન્તિલાલ છોટાલાલ પટેલ. | ” ” |
| | મણિલાલ હરજીવનદાસ પટેલ. | ” ” |

**મિડલ અને સ્પેશ્યલ સ્કૂલો.**

| | | |
|---|---|---|
| અમદાવાદ | પ્રમોદરાય ચીમનલાલ મહેતા. | ગવર્મેન્ટ મિડલ સ્કૂલ, અમદાવાદ, |
| | જગન્નાથ મોહનલાલ ત્રવાડી. | લોકલબોર્ડ સ્કૂલ, સરખેજ. |

| | | |
|---|---|---|
| થાણા. | નાથુ ભાઉ મહાર. | છોકરાઓની સ્કૂલ, પડધે. |
| | *કોંડુ સહદા મહાર. | વર્નાક્યુલર સ્કૂલ, ખેરડી. |
| | **કણબી ઇન્[illegible]ાઇડ સ્કૉલરો.** | |
| અમદાવાદ | રાવજીભાઇ કાશીભાઇ પટેલ. | પ્રોપ્રાયટરિ હાઇ સ્કૂલ, અમદાવાદ. |
| | હરિપ્રસાદ [illegible]ાનાચંદ ભગત. | " " |
| | પ્રહલાદ [illegible]વલાલ પટેલ. | " " |
| | રમણલાલ જેઠાલાલ પટેલ. | ગવર્નમેન્ટ મિડલ સ્કૂલ, અમદાવાદ. |
| | કાંતિલાલ નારણદાસ પટેલ. | પ્રોપ્રાયટરિ હાઇ સ્કૂલ, અમદાવાદ. |
| | નગીનલાલ મોતીલાલ પટેલ. | " " |

* આ સ્કૉલરશિપો તા. ૧લી સપ્ટેંબર ૧૯૧૪થી શરૂ થાય છે, અને બે વરસ ચાર મહીના ચાલશે.

J. G. Shastri,
એ. ઇ. ઉ. ભા.

અમદાવાદ, ઑફિસ ઑવ ધિ એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉ. ભા.,
તા. ૫ મી ઑક્ટોબર ૧૯૧૪.

૨. મિડલ સ્કૂલ સ્કૉલર્શિપ માટે પસંદ કરાયલા વિદ્યાર્થીઓએ નિશાળના નવા વર્ષની શરૂઆતમાં કોઈ પણ સ્વીકારેલી ઍંગ્લો-વર્નાક્યુલર નિશાળમાં જોડાવું જોઈશે; અને જો કોઈ વિદ્યાર્થી એવી નિશાળમાં જાન્યુઆરિની પહેલી તારીખ પહેલાં જોડાશે નહિ, તો તેની સ્કૉલર્શિપ રદ થવાનો સંભવ છે.

J. G. Shastri,

## ઇનામપત્રક.

**પંચમહાલ વિભાગ.**

ઝાલોદ-શીવલાલ નારણદાસ ૩-૧૨-૦ સ્લેટો, વલવદાસ મયાચંદ ૮-૧૦-૦ મીઠાઇ, **કંજરી કન્યાશાળા** મદદકારી ૩-૧૫-૦ અંકગણિત ?. **સુંથરામપુર**-રાજાજી સાહેબ ૭-૦-૦ ચોપડીઓ તથા પતાસાં, **વાંકાનેર**-પુનમચંદ લક્ષ્મીદાસ ૭-૦-૦ સાકર તથા ચોપડીઓ, **નદીસર** રામચંદ્ર કાળીશંકર ૯-૦-૦ પતાસાં તથા કપડાં, **મલાવ**-બાતુ ઝવેરભાઇ ૮-૦-૦ મીઠાઇ તથા કપડાં, **ઘોઘંબા**-ચુનીલાલ જગજીવનદાસ ૪-૦-૦ મીઠાઇ, **ઉંડારા**-ગામલોકો ૧૦-૦-૦ સ્લેટો તથા ચોપડીઓ, **ખાંડીવાવ**-પાલનજી દાદાભાઇ ૭-૦-૦ સ્લેટો તથા પેનો **માંડવા તાલુકા સ્કુલ**-હીરાલાલ ભવાનીશંકર ૫-૦-૦ છોકરીઓને શિવણમાટે કપડાં, મહાશંકર હરગોવીંદ ૫-૦-૦ ચોપડીઓ દોલતરામ ગીરધર ૫-૦-૦ સ્લેટો, જેઠાલાલ ઉલ્લાસરામ ૧૦-૦-૦ કપડાં જગન્નાથ હીમતરામ ૯-૦-૦ મીઠાઇ તથા ચોપડીઓ, લાલજી દ્વારકાદાસ ૨-૦-૦ મીઠાઇ, સ્ટેટ મેનેજર ૧૦૦-૦-૦ જમાડવા સારૂ, **જાંબુઘોડા**-સોરાબજી દાદાભાઇ ૪૯-૫-૬ નિશાળ જમાડી ઇનામ વહેંચ્યા તથા એક ઘડીઆળ આપ્યું.

**કચ્છ વિભાગ.**

**નલીઆ**-સર વસનજી ખીમજી રૂ. ૬૦) પુસ્તકો, મિઠાઇ તથા કાપડ.

**રાધનપુર સ્ટેટ.**

**રાધનપુર**-ના. નવાબ સાહેબ રૂ. ૪૦૬-૩-૦ બક્ષિસ [illegible]

**કાઠિઆવાડ વિભાગ.**

**લતીપુર**-ત્રિભુવન ખીમજી તથા મોરારજી નાનજી રૂ. ૬) મિઠાઇ, **આરંકોટ**-ભગન જેઠા વીરજી રૂ. ૨૦) સ્કુલ જમાડી, **ખીરાસ**-ગામના આગેસરો રૂ. ૨૬-૬-૦ વિદ્યાર્થીઓને જમાડયા, સ્કુલ માસ્તર રૂ. ૧૦-૧૨-૧૧ પુસ્તકો વગેરે.

**રાજપીપળા વિભાગ.**

**લાછરસ**-કન્યાશાળા પટેલ હરીભાઇ મીઠાભાઇ રૂ. ૧૫) વાડકીઓ પટેલ ગલાબભાઇ જોરભાઇ રૂ. ૧૭) પ્યાલા. પટેલ ગોકળભાઇ શંકરભાઇ રૂ. ૨૦-૮-૦ પ્યાલા કાપડ તથા મિઠાઇ. પટેલ ગલાબભાઇ ગીરધરભાઇ

